# કામિની ચરિત્ર

## યાને

## પ્રપંચી પ્યાર.

છપાવી પ્રસિદ્ધ કરનાર

બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

ત્રણ દરવાજા—અમદાવાદ.

કુંડળીયા.

નારી નીચ સ્વભાવની, જગમાં કરી જગેશ.
નર ભુલી તેમાં ભમે, પામે દુખ વીશેષ.
પામે દુખ વીશેષ, લેશ સુખની નહી આશા;
પાછળથી પસ્તાય, દેખતા અજબ તમાસા;
પર પોતાની દાર, ચાર કાટી દુખકારી;
ધારી કટારી ધાર, સ્વભાવે નીચ કુ નારી.

આવૃત્તિ ૫ મી. પ્રત ૨૫૦૦.

અમદાવાદમા શાહાપુર વનમાળીવાકાની પોળમાં આવેલા
શ્રી 'અંબિકા વિજય' પ્રિન્ટીગ પ્રેસમાં પટેલ
લક્ષ્મીચંદ હીરાચદે છાપ્યું.

સંવત ૧૯૭૫ સન ૧૯૧૯.

કિંમત રૂ. ૦—૮—૦.

# કામિની ચરિત્ર.

યાને

# પ્રપંચી પ્યાર.

છપાવી પ્રસિદ્ધ કરનાર

બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

ત્રણ દરવાજા—અમદાવાદ.

કુંડળીયો.

નારી નીચ સ્વભાવની, જગમાં કરી જગેશ;
નર ભૂલી તેમાં ભગે, પામે દૂખ વિશેષ,
પામે દૂખ વિશેષ, લેષ સુખની નહિ આશા;
પાછળથી પસ્તાય, દેખતાં અજબ તમાસા;
પર પોતાની દાર, યાર કોટી દૂખકારી;
ધાર કટારી ધાર, સ્વભાવે નીચ કુ નારી.

આવૃત્તિ ૫ મી. પ્રત. ૨૦૦૦

અમદાવાદ. શાહપુર વનમાળીવાંકાની પોળમાં આવેલા
શ્રી 'અંબિકાવિજય' પ્રીન્ટીંગ પ્રેસમાં
પટેલ લક્ષ્મીચંદ હીરાચંદે છાપ્યું.

સંવત ૧૯૭૫ સન ૧૯૧૯.

કિંમત રૂ. ૦-૧૨-૦.

# અનુક્રમણિકા.

# કામિની ચરિત્ર.

## ભાગ ૧ લો.

### હરિદત્ત અને સુમતી.

पीनस्तनीचन्दनचर्चितांगो । चिलोलनेत्रातरुणोसुकेशी ॥
नाऽर्लिंगिताप्रेमभरेणयेन । वृथागततस्यनरस्यजीवितम् ॥

**અર્થઃ**—હે ! પ્રિય ! જેના સ્તન કઠણ સોનાનાં કમળ બરોબર છે, અંગે ચંદનનો લેપ કરેલ છે. ચક્ષુ જેની લાંબી માછલાના નાકનાં ફેરણા જેવી છે, સુંદર છે, સ્યામ રંગે ફણીધર બરોબર વાળ જેના આવી રહ્યા છે, એવી યુવની જેણે પ્રેમ સાથે આલંગી નથી તેણે જગતમાં વૃથા જન્મારો ગુમાવ્યો છે.

ગુજરાત પાટણમાં દેવદત્ત નામનો એક નગરશેઠ હતો, જેનો અપાર વૈભવ અને અસંખ્ય સોના મોહોરો ને રત્નનો બે શુમાર ભંડાર હતો. પરંતુ એને પુત્રની ખોટ હતી. દુનીયામાં સર્વે સુખ તો ભાગ્યેજ મળે છે કહેવત છે કે. "રોટી ત્યાં ચોટી નહીં ને ચોટી ત્યાં રોટી નહીં" એ પ્રમાણે આ શેઠને પણ હતું. કેટલાએક દીવસો વિત્યા પછી અનેક દેવ દેવીની બાધા આખડીથી તે શેઠને એક કન્યા અવતરી. તે કન્યાનું સ્વરૂપ એવું તો સુદર હતું કે સાક્ષાત મૂર્તિમંત રતીજ હોય જેવી તે રૂપાળી હતી તેવીજ તે શરીરમાં પણ સઘળા અવયવોથી ભરપુર ને ખોડખાંપણ વગરની હતી. શેઠ તેને પુત્રની પેઠે લાડથી ઉછેરવા લાગ્યા, અને તે જ્યારે પરણવા લાયક ઉમરે પહોંચી ત્યારે તેના પિતાએ વૈભવમાં અને કુળમાં પોતા બરોબર બીજા શહેરના એક શાહુકારનો હરિદત્ત નામનો પુત્ર હતો. તેની સાથે તે કન્યાને પરણાવીને જમાઇને પોતાને ઘેર ઘર જમાઇ કરી રાખ્યો. હરિદત્ત પોતાના સસરાના ઘરમાં રહી અનેક પ્રકારના આહાર વિહારમાં મોજમજા ભોગવવા લાગ્યો તે પોતાની નવયોવના પ્રાણવલ્લભા સાથે નવનવા વીલાસ અને રંગભોગ ભોગવતો હતો.

એક વખતે બીજા દેશમાંથી કેટલાએક વેપારીઓ ધન કમાવા માટે બીજા દેશમાં જવાને ત્યાં આવેલા જોઇ હરીદત્તને પણ ધન

પ્રાપ્ત કરવાની ઇચ્છા થઇ. પોતાના સસરાની આજ્ઞા લઇ તે પણ તેઓ સાથે સમુદ્રપારની મુસાફરીએ ગયો. પતિ પરદેશ ગયા પછી એક સમયે તરૂણાવસ્થામાં આવેલી હરિદત્તની વિલાસ પાત્ર સ્ત્રી સુમતિ, મ્હેલની અગાસીમાં પ્રિય સખીઓ સાથે ચોપાટ ખેલવા લાગી. એ- વામાં તે ખીલતી ગુલાબની કળી સરખી સુમતિની મતિ જ્ઞાતયૌવના મુગ્ધા વિપરીત ગતિવાન્ થઇ—અર્થાત્ શુદ્ધ મતિ કોપાયમાન થઈ હોય તેમ દૂર નાશી ગઈ; અને જાણે કામએ એ ચપળા છેતરી ના હોય તેમ તે વિપરીત મતિ થઇ વિચાર શૂન્ય મૂઢ બની ગઇ. તે પો- તાના મનમાં ઉત્પન્ન થયેલા કામાગ્નિને રોકી શકી નહીં. એ વખત તેનું શરીર અત્યંત કંપવા લાગ્યું. કામ વિકારથી તાવનું લખલખું ભરાઇ આવ્યું. હોઠ ફીકા પડી ગયા, ગળે શોષ પડ્યો. ઉદાસીનતા સર્વાંગે વ્યાપી રહી. તેણીનું તુરતજ ચોપાટમાંથી ચીત ચોરાઇ ગયું, આવી તેની સ્થિતિ જોઇ કટિમાં પહેરેલી કટીમેખલા ઝણઝણાટ કરી તેને બોધ આપવા લાગી કે "અરે ચપળા" તું તારા શિયળવ્રતનો ભંગ શા માટે કરે છે? "નદી જેમ પોતાની મર્યાદારૂપ કિનારાઓ નાશ કરતી નથી. તેમ તારે કુળની મર્યાદાનો નાશ કરવો ઉચિત નથી." આ વિચાર એક ક્ષણ મનમાં રહ્યો. પણ તેટલામાં તો કામ- દેવે પોતાનું પુષ્પબાણ એવાતો જોરમાં સચોટ કુમળી જગ્યાએ માર્યું કે તે સુવાસિત વનની લપટની ઝપટમાં સપડાઈ ગઈ ને તે સાથે ભાન વગરની થઇ પડી તુરતજ કામાંતુર બનેલી સુમતિએ પોતાની એક અંતરંગ સખીને બોલાવી, એકાંતમાં લઈ જઈ પેલા રસ્તા ઉપર જનાર પુરૂષને બતાવીને કહ્યુ કે, "એ રૂપાળા તરૂણને તેડી લાવ, મારાથી એના વગર રહેવાય તેમ નથી. જો એ કામદેવની મૂર્તિ મને મળશે નહિં તો હું વિરહાનલમાં બળી જઇશ," કામનો વિકાર ઝેર જેવો ઘણો સખ્ત છે, તેને કોઇકજ તરૂણી રોકી શકે છે. કામાગ્નિથી સર્વ પ્રકાર વશ થએલી સુમતિ આ વખતે પોતાના મનને કબજે રાખી શકી નહીં. બાઇની આજ્ઞા થએલી જોઈ તે અધમ સખી તર- તજ નીચે ઉતરી. રસ્તા ઉપરથી તે કામદેવને તેડી લાવી. એ જાર પુરૂષે સ્વતંત્ર રીતે વર્તનારી સુમતિને કાનકેલીથી—સુરત વિલાસથી સ- હજ પ્રેમ દાખવી, શાંત અને મૃદુ ભાષણથીજ, વળી પરિહાસ વચ- નથી અત્યંત રાજી કરી વશ કરી લીધી, પછી તે હમેશાં તેની જોડે એજ પ્રમાણે રંગભોગ ભોગવવા લાગ્યો.

પરદેશ ગએલો તેનો પતિ હરિદત્ત કે, જેનો પ્રેમ પોતાની

પ્રિયામાં સચોટ હતો. એ રાત્રિ દિવસ પ્રિયા પ્રિયાજ ઝંખતો પરદેશમાં જઇને અપાર ધન કમાયો. ને એમ પરદેશમાં રહેતાં ઘણા દીવસ વીતી ગયા. એક દીવસે શરદઋતુમાં તે એકાંતમાં સુતો હતો તેવામાં સુમતિ તેને સાંભળી આવી, ને તત્ક્ષણે તેને પોતાની પ્રાણ સમાન સ્ત્રીને મળવાની અતિ ત્વરીત ઇચ્છા થઇ. પોતાનો સઘળો ધંધો આટોપી દઇ, કેટલાએક વહાણોમાં માલ ભરી તે પોતાના સંસારના શેહેર તરફ પાછો વળ્યો, વહાણો સફર કરતાં પોતાના નગર સમીપ આવી નીકળ્યાં કે વહાણમાંનો સઘળો માલ ખાલી કરવાનો સોંપી પોતે શહેરમાં દાખલ થયો. એ દીવસે સસરાને ઘેર મહોત્સવ હોવાથી સઘળા કુટુંબીઓ તેમાં રોકાઇ ગયાં હતાં એમાં તે પણ દાખલ થઇ ગયો. હરિદત્તના આવવાથી સર્વ કુટુંબીઓ ઘણા ખુશી થયાં પણ સુમતિ ઘણી નિસ્તેજ થઇ ગઇ. તે એબાકળી જેવી ફરવા લાગી. તેના મનમાં તો તેનો યાર રમી રહ્યો હતો; તેથી આ નવું લફરૂં આવ્યું તે તેને કંટકરૂપ થઇ પડયું, એમ કરતાં રાત્રિ પડી અને શણગારેલા શયનગૃહમાં હરીદત્ત ઘણો ઉમંગભેર પોતાની પ્રાણવલ્લભાને મળવા ગયો. ત્યાં ઉત્તમ સફેદ રંગના ઓછાડવાળી શય્યા પાથરી હતી. ઉમદાં અત્તરો ને ધુપો તથા સુગંધી પુષ્પોની મધુર સુગંધો મ્હેકી રહી હતી ને સ્થંભમાં જડેલા મણિઓ દીવાની ગરજ સારતા હતા. આવા ઇંદ્રભુવન સરખા રતિમંદિરમાં હરિદત્ત પોતાની પ્રિયાને પૂર્ણ પ્રેમથી આલીંગન કરી શય્યા ઉપર બેઠો. પરંતુ સુમતિને તે સર્વ કાળ સરખું લાગતું હતું તેનું ચિત તો પોતાના રાખેલા યારમાંજ ચોંટયું હતું. સુમતિ પોતાની આંખો મીચી યોગિનીની પેઠે ધ્યાન ધરતી શૂન્ય મૂઢ થઇ પડી હતી ને પળે પળે પોતાના માનીતા પ્રીતમનુંજ મનમાં ચિંતવન કરતી હતી તે ક્ષણે ક્ષણે નિશ્વાસ મુકતી કે, "હાય હાય! હવે તેને ક્યારે મળીશ ?" હરિદતે તેને પ્રેમથી બોલાવી ચુંબન કરી નાના પ્રકારના શૃંગારના હાવ ભાવ બતાવી નમ્ર પ્રેમી વચનોથી વિનવી, તોપણ તે સ્ત્રી એકની બે ન થઇ, તેમ તેણે પોતાના સ્વામીને કાંઇ ઉત્તરજ આપ્યો નહીં, પણ ઉલટી ભયભીત થઇ હોય તેમ વારંવાર હાંફવા અને કંપવા લાગી. પ્રેમાતુર થએલા પતિએ તેના શરીર ઉપરનાં વસ્ત્રને ખેંચવા માંડયાં ને બાથ ભીડવા માંડયો, એટલે સુમતિ પોતાનાં અંગોને સંકોચતી દુર ખસી ગઈ; કેમકે તેના મનમાં તો પોતાના યારનું ધ્યાન એકતાર થઇ રહેલું હતું. મુંઢ હરીદત્ત આમ નખરાં કરતી પરકીયા સુમતિને મધુર વચનોથી બોલાવી પ્રણામ કરવા લાગ્યો કે અરે પ્યારી! આ તને શું થયું ? તારાં ઉપર તો

મારી જીવનદોરી છે ને આમ મને કેમ તહછોડે છે? અરે મારી આંખની કીકી ને હૈયાનો હાર જરા મારાં મૃદુ વચન માન્ય કરીને એક પ્રેમ ચુંબન તો લેવા દે? આ દાસ ઘણી વાર થયાં તારા પ્રેમની આશાએ તલપી લટ્ટુ બની ગયો છે તેને વગર કારણે નીરાશ કરી કોપવું એ તને ઘટીત છે વારૂ? એ પ્રમાણે હરિદતે બહુ વાર સુમતિની પ્રાર્થના કરી, તોપણ પરવશ પડેલા તેના અંતઃકરણમાં લેશ પણ પ્રેમાંકુર ફુટયો નહીં. ક્યાંથી ફુટે? આવી રીતે ઘણા મૂર્ખ પશુઓ, પરપુરૂષમાં આસક્ત થયેલી સ્વકીયા જે પોતાના તરફ ઉદાસી બતાવી દૂર રહેતી હોય, તેને વશ કરવા અને તેની સાથે પ્રેમ કરવા માટે વારવાર તેની પ્રાર્થના કરી લંપટપણું દર્શાવે છે પણ તેનું કપટ કળી શકતા નથી, આ બાબતુંમાં કોઈ કહેશે કે કામદેવનો વાંક છે, પણ તેમ નથી. તે બીચારો કામ તો પરતંત્ર છે તે કેટલેક અંશે સ્વતંત્ર પણ છે. જેવો પોતાનો મનોવીકાર. જે માટે કહેવત છે કે, સ્રી "રહે તો આપસે ને જાય તો સગા બાપસે." તે પ્રમાણે ઘણીવાર સુધી હરિદત્તે સુમતિને વિનવીને જ્યારે તે વશ નજ થઇ ત્યારે તે થાકીને નિરાશ થઇ બેઠો. પણ સુમતિના મનને નિરાંત થઈ નહીં.

અર્ધ રાત્રી ગઇ ને હમેશનો સમય થયો એટલે સુમતિને યાદ આવ્યું કે હવે મારો વહાલો યાર ઉપવનના લતાકુંજના સંકેતગૃહમાં દાખલ થયો હશે. પણ મારાથી ત્યાં આજ જવાશે નહીં, તો તે મુજ પ્રાણપ્યારાના શા હાલ? હાય હાય! હવે હું શું કરૂં? એમ મનમાં બોલી એકદમ મૂર્છા ખાઇને પડી ગઇ. તે સન્મુખ બેઠલા પતિને ઝેરના જેવો જોવા લાગી. પ્રેમાંધ થયેલા પતિએ સારી રીતે આસાશ્વન કીધું, ઘણી આજીજી મનાવવા પ્રયત્ન કીધો, પણ અસમર્થ તે પરપુરૂષ કામિનીએ માનેલા પોતાના પતિરૂપ યારને મળ્યા વિના તેના મનને શાંતિ કેમ વળે?

હરિદત્ત વિનય કરી કરીને જ્યારે થાક્યો ત્યારે શય્યામાં એક તરફ સૂઇ ગયો, ને તુરતજ નિંદ્રાવશ થઇ ગયો. પતિ જ્યારે ભર ઉંઘમાં પડયો ત્યારે સુમતિએ સોળે શૃંગાર સજી બનીઠની હળવે હળવે શયનગૃહમાંથી જવાની તૈયારી કરી. તેના ઘરમાં સર્વે માણસો ઉંઘમાં હતાં. આગલી રાત્રીએ મહોત્સવ હોવાથી ઘણા માણસોની આવજાવમાં એક ચોર ભરાઇ બેઠો હતો. તે આ બન્ને સ્રી પુરૂષોને જાગતાં જોઇ ખાતર પાડવા ફાવી શક્યો નહોતો.

જ્યારે સુમતિ યારને મળવા આસ્તે રહી ઘરથી બહાર નીકળી કે તેનાં ચરણુના ઝંઝરનો રણુઝણાટ પેલા ચોરને કાને પડવાથી તે પણુ તેની પછવાડે ગયો. છુપાતો છુપાતો સ્ત્રી શું ચરિત્ર કરે છે ને ક્યાં જાય છે તે તથા તેનાં ઘરેણુાં છીનવી લેવાની આ સારી તક છે તેથી તે પણુ તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

હવે પેલા વિહારના સંકેતગૃહમાં શું થયું તે સાંભળ, સુમતિનો યાર હમેશની માફક દારૂ અને ગાંજો પી, કેફમાં બહુ લટુ બની પોતાની ઝુંપડીમાં બનીઠની બેઠો, ઘણી રાત્રી થઇ ગઇ; તો પણુ પોતાની પ્રિયા આવી નહી એટલે પેલો જાર વીરહાગ્નીથી બળતો મોટી ઉદાસીમાં આવી ગયો. તે ચંદ્રમાના કિરણો વડે બળી ભસ્મ જેવો થઇ ગયો।। છેવટે કામાગ્નીને તાવ અને વળી મદ્ય પાન એ બન્ને કેમ જીરવી શકાય? તેથી તે પ્યારીને મળવાની આશા મૂકી દઇ એકદમ ગાંડો બની બેભાન થઈ પડી ગયો.

જ્યારે સુમતિ પોતાના માનીતા યાર સાથે રતીસુખ ભોગવવા માટે ઘણા ઉમંગમાં ધસમસી તે ઉપવનમાં તેની ઝુંપડીએ આવી કમાડ ઠોકવા માંડયાં, આમ ઘણીવાર કરતાં તેના પ્રાણુસમાન યારે ન ઉઘાડયું ને ઉત્તર પણુ ન આપ્યો, ત્યારે તે કાછવાળી અંદર ઉતરી, જુવે છે તો તેનો પ્રિતમ પડેલો દીઠો તેને ઢંઢોળી જગાડયો એટલે તે ગુસ્સામાં ઉઠી બોલ્યો કે, રાંડ! આટલી મોડી કેમ આવી? જા તારૂં કામ નથી, અહીંથી ભાગી જા? તો પણુ વિષયા અંધ સુમતિએ બહુ બહુ કાલાવાલા કરીને કહ્યું કે હું શું કરૂં? મારો પતિ આજ-રોજ પરદેશથી આવ્યો છે માટે વાર લાગી. તે સાંભળતાં તેજ વખતે યારની આંખમાં ઝેર ભરાયું, અને તેનાં રૂવેરૂવાં ઉભાં થયાં. પછી તે ક્રોધ કરી બોલ્યો કે, જા રાંડ તારૂં મોં આજથી બતાવીશ નહીં; તો પણુ કામાતુર થએલી સુમતિ ફરી તેને આજીજીથી ભેટી ઉઠાડવા ગઇ એટલે તેણે કેફના જોસમાં મારવા માંડી; તોપણુ તેનાથી રહેવાયું નહીં એટલે પાછી જરા રહી વિનવા જાય છે. તેવોજ તે ક્રોધના આવેશમાં આવી એકદમ પાસે પડેલા છરા વતે તેનું નાક પકડી કાપી લીધું, તેથી તત્ક્ષણે તે મૂર્છા ખાઇને ભૂમિપર પડી. થોડીવારે તેને ભાન આવ્યું ને ઉઠીને વિલાપ કરવા લાગી. અરેરે? ઓ નયનાનંદ! આ મંદભાગી દાસી તમારા સુખચંદ્રને જોવા પતિને પણુ તરછોડી, ગમે તેમ કરીને આવી, ને હાયરે! તમે મારૂં વિના અપરાધે નાક કાપી નકટી કરી. હાય હાય! આપણે સાથે બેસી વિલાસ કદી રતીસુખ ભોગવી

મોજમજા કરતાં તેટલી પણ શરમ ન આવી ? ઓ વાહાલા હવે જરા તો બોલો એમ કહી આલિંગન કરતી હતી.

આવી રીતે તે અનાચારવાળી શિયળભંગશાળી સ્ત્રીને તેના અનીચારી કૃત્યનું ફળ મળ્યું. તે પછી તે ગભરાઇને ત્યાંથી ઝટપટ પોતાના બાપને ઘેર જવા નીકળી. રસ્તામાં પેલો ચોર જે પ્રથમથીજ આ સઘળો તમાસો જોતો હતો તે તેની પુઠે પડી કહેવા લાગ્યો કે, તું કોણ છે ને ક્યાં જાય છે. સુમતિ એનો ઉત્તર ગભરાટમાં ને નાકની વ્યથામાં કાંઇ આપી શકીજ નહીં એટલે ચોરે તેને ધમકાવી લુગડાં ઘરેણાં ઉતારી આપવા કહ્યું કે તરતજ તેને તાબે થઇ સર્વ ઘરેણાં ઉતારી તેને આપી દીધાં અને પોફાટવાનો વખત નજીક આવવાથી તે તરતજ પોતાના બાપને ઘેર ગઈને પતિ સૂતો હતો ત્યાં જઈ સુતી. થોડીવાર શય્યાપર પડી રહ્યા પછી પોતાનું સ્ત્રી ચરીત્ર કરવા “દોડો ! દોડો ! હાય હાય ! મારૂં નાક કાપી નાંખ્યું” એવી કારમી ચીસો પાડી સૌને ભયભીત કીધાં. સુમતિની ચીસ સાંભળી ઘરનાં સર્વ માણસો ગભરાઇ જાગી ઉઠયાં, અને હરિદત્ત પણ બેબાકળો થઇ જાગી ઉઠયો તે જુવે છે તો ચોમેર માણસોની ગીરદી મચી રહી છે. આ સઘળાં મનુષ્યો સુમતિને પુછ્યું કે, “શું છે બહેન !” સુમતિ બોલી અરે શું તમે જોતાં નથી ? આ મારા વરે મારૂં નાક કાપી નાંખ્યું, હું નકટી થઇ રે ! ઓ ભાઇઓ મને બચાવો, નહીં તો મારો જીવ લેશે. એવી ભયંકર વાણી સાંભળી દેવદત્ત વિગેરે જનો હરિદત્તને પુછવા લાગ્યા કે, તમે આ નિરપરાધી બાળાનું નાક કેમ કાપ્યું ? હરિદત્ત આ પ્રશ્ન સાંભળતાંજ ભયભીત થઈ ગયો, તે યદ્રાતદ્રા બોલવા લાગ્યા. તેનું મ્હોં સિહાવીહા થઇ ગયું, ને પરદેશમાં વેચાએલી ગુલામની માફક એક પણ અક્ષર તેનાથી બોલાયો નહીં, હા કે ના કંઈ પણ તે બોલી શકયો નહીં. આ પુષ્કળ કુતુહળ મચી રહ્યું. તેટલામાં પ્રાતઃકાળ થયો, એટલે સુમતિના કુટુંબીઓએ આ ફરીયાદ રાજસભામાં જાહેર કરી. આ વૃતાંત જાણતાં રાજાને ઘણો ગુસ્સો ચઢયો; તેથી તેણે હરિદત્ત કે જે નિરઅપરાધી હતો તેને બંધાવી મંગાવ્યો. અને યથાયોગ્ય ન્યાય કરવા તેને કેદ કરી રીતસર કામ ચલાવવું શરૂ કરી છેવટે તેને કેદની તથા દંડની બંને શીક્ષા ફરમાવી.

પેલા ચોરે આ સર્વે પ્રત્યક્ષ જોયું હતું, તેથી તે હરીદત્ત ઉપર થયેલો ગેરઇનસાફ જોઇ શકયો નહિ, તેણે તરતજ રાજસભામાં માફી માગી પેહેલેથી તે છેવટ સુધી જે બન્યું હતું તે કહી બતાવ્યું અને

તેની પુરતી તપાસ કરવા રાજા સહિત સર્વે સભા પેલા ઉપવનમાં ઝુંપડીએ ગઇ. ચોરે સુમતિનું નાક, તેનો ચાર, ને ઘરેણાં સર્વે બતાવ્યાં. એ જોઇ રાજા તે ચોર ઉપર અત્યંત પ્રસન્ન થયો ને સત્કાર કરી પેલાં ઘરેણાં તેને આપી દીધાં, અને હરિદત્ત ઉપર નિષ્કારણ આવેલો અપવાદ મીત્રતારૂપે ઉતારી દીધો.

સ્ત્રીઓ અતી ચાલાક, કુટીલ, ક્રુર આચરણવાળી નિર્લજ્જ અને ચપળ હોય છે તે પતિનો, માતાનો, બંધુનો, સંતાનનો કે સહોદરનો કોઇનો પણ દ્રોહ કરતાં ડરે નહીં

—❧❧❧—

## જહાંદરશાહ અને હુરમ નુરઝાં.

कामातुगपुणशशांकवक्त्रा । बींबाधगकोमलनालगैाग ॥
नांऽऽदोलीतास्वेहृःयेभुजाल्यां । वथागततस्यिनरस्यजीवोतम्

અર્થ—કામથી પીડીત તથા મુખની મનોહરતા ચંદ્ર સમાન સુંદર છે, તેમજ હોઠ લાલ પરવાલાં જેવા અથવા નવ–યૌવનના પલ્લવથી ક્ષોભ પામેલા રાગ સાગરમાના તરંગ જેવા, શરીર જેનું ગૌર મૃદુ છે. તેવી સ્ત્રીની છાતી જેણે બાથ ભરી દાબી નથી તેણે આ જગતમાં વૃથા જન્મારો ગુમાવ્યો છે,

મોગલ કુળમાં ઉત્પન્ન થએલ જહાંદરશાહ બાદશાહ આગળ દીલ્હીમાં રાજ્ય કરતો હતો. તે કેળવણી પામેલો, ન્યાયી અને એવા તો ઉદાર દીલનો હતો કે તે વખતે આખા હિંદુસ્તાનમાં તેના જેવો બીજો કોઇ રાજા નહતો. ઉંચા કુળની રજપુતાણીઓને બેગમોથી તેનું જનાનખાનું દીપી રહ્યું હતું. એક પાટણ રાજપુતાણી તેને પ્યારી હતી રાજસંબંધી કામથી ફારગત થઇ તે હુરમની પાસે જતો. ત્યાં પોતાની પ્રિયા સાથે હાસ્યવિનોદ ને શરાબબાજીમાં મશગુલ રહેતો ત્યાં દારૂના પ્યાલાની ધટમાળ, મનની તલબ, અર્કોનું યુદ્ધ ચાલતું ખરી રજપુતાણી જે હુરમ તેનાથી હારી તથા પ્રેમ યુદ્ધમાં ઘાયલ થઇને બાદશાહ તેની ગોદમાં પ્રેમમય યોદ્ધાની પેડે અહરનીશ આરામ કરતો.

આખા રાજ્યમાં હુરમ જેવું તેને બીજું કોઇ વહાલું નહોતું. જ્યારે તે હુરમને પોતાની ગોદમાં લઇને અગાસીમાં બેસતો, ત્યારે આજ ચંદ્ર હશે એમ ભુલીને ચંદ્રમુખી હુરમના સામું ઘણા લોકો જોતા! આ પ્રમાણે બન્નેની મોજશોખને એશારામમાં બાદશાહ ત-

દલિન હુરમના પ્રેમની વાતોમાં એવો તો લુબ્ધાઇ ગયો કે હુરમ વીના તેનાથી ક્ષણુ પણુ રહી શકાય નહી, એટલે રાજ્યકામ અને કચેરીમાંથી તેનું દીલ ઉઠી જવા લાગ્યું. પણુ દઇવની ગતીને કોઇ પહોંચતું નથી; કુદરતી નીયમથી હુરમ બીમાર થઇને રોગે તેને ઘેરી, બહુ બહુ પ્રયત્ન અને ઉપાયો છતાં પણુ અંતે તેણે સ્વર્ગવાસ કીધો,

હુરમ નુરઝાં રૂપનું રમકડું ને હૈયાનો હાર, તેના મરી જવાથી જહાંદશાહને અતી દુઃખ થાય તેમાં કાંઇ નવાઇજ નહી. તે દિવસધીજ બાદશાહ ઘરમાંથી બહાર નીકળ્યોજ નહી, અને રાજ્યકાજમાંથી ચિત ઉઠી એકાંતવાસમાં પેઠું. એમ એક મહીનો થયો, બે, ચાર અને છ મહીના થયા; ત્યારે આખા શહેરમાં ત્રાહ્ય ત્રાહ્ય વરતી રહ્યો; બાદશાહ શોકમાં ત્યારે રઇયતને પણુ શોક પાળવો પડયો. કોઇ ઠેકાણે લગ્ન કે તેવી શુભ ક્રીયા થતુંજ નહી, અને તેથી ભાટ, ચારણો, અને બ્રાહ્મણો વગેરે બંદીજન ભુખે મરવા લાગ્યા ને સર્વ જગોએ અંધાધુંધી ચાલવા લાગી.

પ્રધાને બાદશાહની દિલગીરી કહાડી નાખવાને ઘણા પ્રયત્ન કીધા; પણુ કંઇ ચાલ્યું નહિ અને બાદશાહે કોઇ તેને શોક મૂકવાની વાત કરે તેને તોપથી ઉડાડી મેલવાનો નેમ લીધો. આખરે બાદશાહને એકનો એક શાહજાદો હતો, તે દરરોજ પોતાના પીતા જહાંદાર પાસે સલામ ભરવા જતો હતો, તેને એક દિવસ પાસે બોલાવી પ્રધાને સમજાવ્યું કે બાદશાહ શોક મૂકતા નથી, તેથી રાજ્યમાં અંધેર ફરી વળે છે; માટે તું જો મારૂં નામ ન દે ને શીખવું તેમ કરે તો કાંઇ ઇલાજ થાય. શાહજાદાએ વચન આપ્યું જે મારૂં શિર ઉડાવશે, તો પણુ તારૂં નામ હું કહીશ નહિ. એટલે પ્રધાને શીખાવ્યું કે કાલે સવારે તું જાય ત્યારે સલામ કરી બે હાથ જોડી રહીને કહે જે જહાંપનાહ! મારી એક અરજ છે, પછી વચન લઇને કહેજે કે એક વખત સ્વારી ચઢીને શહેરમાં ફરો કે રૈયતનો શોક જાય. બીજે દિવસે શાહજાદો બાદશાહ પાસે ગયો ને લાગ જોઇ બોલ્યો, જહાંપનાહ! એક અરજ? બાદશાહે પૂછ્યું, મારા પ્યારા ફરજંદ! કહે કે હું તારી મુરાદ હાંસલ કરૂં. આ રાજ્ય તારૂંજ છે. બાદશાહના મનમાં કે કાંઈ પૈસા કે વસ્ત્રાલંકાર કે પ્રગણું જોઇતું હશે તો આખું રાજ એનુંજ છે. એ માગીને તે શું માગવાનો છે? બાદશાહનું વચન લઇ તે બોલ્યો—આપ બહાર નીકળતા નથી, તેથી ગામ અંધેરી નગરી જેવું થઈ પડયું છે. માગણ આદિ લોકો ભૂખે મરે છે. માટે વધારે નહિ તો એક વખત બહાર

નીકળી સ્વારીએ ચઢી દરબાર ભરો ! બાદશાહ ગુસ્સે થઇ બોલ્યો. બેટા ! તને કોઇએ શીખવીને મોકલ્યો છે તેને હું તોપને ગોળેથી ઉડાડું. શાહજાદો કહે જે બાપા ! જોઇએ તો મને ઉરાડે ? એતો મારીજ અરજ છે, ના સુણો તો તમારૂં વચન ગયું. ત્યારે બાદશાહે નાખુશીથી કબુલ કીધું, અને આઠ દિવસ પછી ધામધુમથી સ્વારી ચઢાવી તે જોવાને શહેરનું તમામ માણસ ભેગું થયું. ત્યાં એક ઉગમણા દરવાજા ઉપરના સિપાઈ કરણસિંહની છોકરી ઉછરતી જુવાનીએ પહોચેલી તેના ઘરની મેડી ઉપર આવીને જોવા ઉભી છે. ત્યાં બાદશાહનો હાથી આવ્યો. જહાંદારે તેના સામું જોયું તો જાંણે પાછી મરી ગએલી હુરમ જીવતી થઈ આવી હોય એવું સ્વરૂપ લાગ્યું. બાદશાહે બેભાન થઇ વજીરને કહ્યું જે અણે હુરમ આઇ ? વજીરે કહ્યું, પાદશાહ સલામત ઓહી ! હવે હુરમ કયાંથી હોય ? એતો કોઇ ગરીબ માણસની છોકરી છે. પણ તેની ચણી ફુટડી છબી બાદશાહના હૃદયમાં કોરાઇ રહી.

રસીલા વાંચનાર ! કરણસિંહ બીચારો મુશકીન સીપાઇ હતો તેને રહેવાને માત્ર એક નાની સરખી ઓરડી, જુજ સામાન ને પોતાની અમૂલ્ય છોકરી પબી શિવાય તેની બીજી મીલકત કાંઇ નહોતી. બાપડી પબીની વય તેર વર્ષની હતી, તે બાપ ને બેટી બંને એક ઓરડીમાં સુખે રહેતાં હતાં. બાદશાહે કરણસીંહને બોલાવી મંગાવી તેની છોકરીનું માગુ કર્યું. વજીરે આડે આવી બાદશાહને સમજાવ્યો કે એ છોડી શાહજાદા લાયક છે, બાદશાહ લાયક નથી તે ન માનતાં લગ્ન મુકરર કરીને. કરણસિંહને રાત્રિને વિષે વીદાય કર્યો કરણસિંહને તેની સ્ત્રી સૂતાં સૂતાં લગનની વાતો કરે છે, તે પછી બીછાનાપર પાડીને સાંભળે છે, ત્યારે હરખથી તેનાં રૂંવેરૂવાં ઉભાં થઇ કામાતુર થઇ જાય છે.

પબીની સાથે તેના બાપની પણ દશા ફરી અને તેજ દહાડે તેને અમીર બનાવી એક પાયગાનો રીસાલદાર બનાવ્યો. જેથી તો સગાંવહાલાને બીજા લોકો, જે એની તરફ કાંઈ દીવસ જોતા નહોતા તે આજે આઠ, કાલે દસ, એમ મળવા આવવા લાગ્યા. તેઓ કહેવા લાગ્યા ભાઇ અમને ભૂલતો રખે ! અમે તો તારા દુઃખના ભાગીઆ હતા, તેથી સુખના સમે હવે ભૂલી જઇશ નહિં પછી બાદશાહ તેની પુત્રી સાથે પરણ્યો અને પબી જનાનખાનામાં રહેવા લાગી, આ નુર તરફ પબીના સૌન્દર્યને ઢાંકે હેવી એની કુચાલ હતી; કેમકે તે બાદશાહના શાહજાદાપર આશક પડી ! !

એક દીવસ શાહજાદો દડા દાવ રમતો રમતો પંખીના મહેલ પાસે ગયો, ત્યાં રમતાં હાથમાથી દડો છુટીને તેણીના મહેલમાં પડ્યો. રાણીએ ચપ લઇ લીધો ને પગ નીચે દબાવી દીધો. દાવ વાળા બીજા જ્યારે લેવા ગયા ત્યારે તેમને ધમકાવી કહાડયા કે જાઓ તમારા શાહજાદાને મોકલો તો આપું. છોકરાઓએ શાહજાદાને કહ્યું કે તારી મા અમને દડો આપતી નથી તે તું જઇને લાવ. શાહજાદો લેવા ગયો તો પખીએ પોતાની બુરી મતલબ સાધવા સારૂ શાહજાદાને પકડીને દીવાનખાનામાં લેઈ ગઇ. ત્યારે શાહજાદાએઅત્યાગ્રહની સાથે કહ્યું કે મા, મને દડો આપ. એટલામાં તો તે શાહજાદાને વળગી પડી. બે વાર ચુંબન કર ને છાતી સરસી દાબી ભોગવ; તારા વગર મારાથી રહેવાતું નથી. શાહજાદો કહે અરે! તું મા! તે મારાથી કેમ થાય! રાણી તેને કામના આવેશમાં છાતી સરસો દાબીને બોલી કે મા તો જે હશે તે હશે, હું તો તારી માશુક અને તું મારો ભોગી! માટે લે આ ગાલપર ચુંબન! શાહજાદો કહે મને છોડી દે હું લેઉં છું એવે મીશે તે હાથમાંથી ઝટ છુટીને બાહાર નાઠો તે નાઠો. ફરી મહેલ સામું જોયું નહિ.

વાંચનાર! દુષ્ટ પખીએ એક તરકટ રચ્યું, તેણે સાંજે પોતાના મહેલમાં દીવા ન પ્રગટવાનો હુકમ કર્યો, પોતે એકાદ તુટ ભૂટ ખાટલી નાંખીને એમને એમજ બેસી રહી. બાદ જ્યારે બાદશાહ આવ્યો ત્યારે તેની સાથે બોલી નહીં સ્ત્રીનાં ચરીત્ર અપાર છે વળી સ્ત્રીને વશ કોણ નથી! બાદશાહ પોતાની વહાલી હુરમને રીસાએલી જોઇને ખિન્ન થયો, તેમા તેનો વાંક નહોતો, તે તો પ્રેમી હતો. પ્રેમીને માશુકની ઉદાસી સહજ કાળજુ કારે છે, તે તેણીને મનાવવા લાગ્યો, તેણીને કાલાવાલા કરવા લાગ્યો. જહાંદાર જે મ્હોટો ભરતખંડનો બાદશાહ તે પેલી મુઠીભરની ખુબસુરત કાન્તિ સન્મુખ ચાકરની માફક ઉભો રહ્યો મહા પ્રયત્ને અને ઘણી આજીજીથી પેલી પખીએ જાણે દુનીયાનું સત્ય પોતામાંજ હોયની! તેમ પોતાની કુચાલ ઢાંકીને શાહજાદાને દોષિત્ કરવા કહ્યું કે તેણે મારાપર બરજોરી કરી પોતાની સ્ત્રીનાપર જુલમ કેમ સાંખી રહેવાય! તેમ પોતાને એકનું એક ફરજન તેને સખ્ત શિક્ષા કેમ થાય! હજી તે એવા વિચારમાં છે. તેવામાં રાણીએ મેણું માર્યું જે તમે નામરદ છો ને અમને તમારાં છોકરા માટે પરણી લાવ્યા છો! આજ તો ઇશ્વરે આબરૂ રાખી, પણ તમારા જેવા અમારા ધણી હોય

ય, ત્યારે તો કાલે સીપાઇઓ પાસે ખેંચી લઇ બગડાવશે, જ્યારે એવકુફ બાદશાહે શાહજાદાને ફાંસીની શિક્ષા કરવાનું કબુલ કર્યું ત્યારે પછી મનાઇ અને તેઓએ પ્રથમની પેઠે હાસ્યરસથી મોજમજા ભોગવવાની સીમા પેલી ઢોંગી હુરમ જે થોડા વખત પહેલાં કૃત્રિમ શોકમાં ડુબી હતી તે કેમ રાખી શકે ? હવે જ્યારે શાહજાદો મહા મહેનતે રાણીથી નાશી આવ્યો, ત્યારે પોતાના સોબતી છોકરાઓથી વિખુટો પડયો તેથી અંતે તેની મા હુરમે બળાત્કાર કર્યો તેથી દિલગીર થઇને થોડે દુર એક મુસાફરખાનું હતું, ત્યાં જઇને થએલી બિનાપર વિચાર કરતો સ્તબ્ધ થઇને બેઠો, ત્યાં આગળ અચાનક નજુમી (જોશી) આવી ચઢયો. તેની પાસે કેટલાએક લોક નશીબ જોવરાવતા હતા; ત્યાં જઇને શાહજાદો બેઠો ત્યારે બે ચાર મશ્કરા બોલ્યા કે આ છોકરા વિષે નજૂમ નાખ. નજુમીએ નજૂમ નાંખીને કહ્યું જે આ છોકરાને કાલે ફાંસી દેવાનો છે. આ સાંભળી સઘળાને તેના ઉપર અનાસ્થા થઇ ને કહેવા લાગ્યો કે જો ગપ્પીદાસ ગપ્પુ ઠોકે જાય છે તે. આ રાજપુત્ર આખા રાજ્યનો ધણી તેને ફાસીની સજા આપનાર કોણ છે ? માટે તું જુઠો છે, એમ કહી તેને કાઢી મેલ્યો. લોકો તો તેનાપર હસ્યા પણ શાહજાદાના મનમાં તે વાત ખટકી.

ખરેખાત બીજે દિનસે કાંઇ પૂછપરછ કર્યા શિવાય બાદશાહે મારાને બોલાવી શાહજાદાને ફાંસી દેવા હવાલે કર્યો તેઓ તેને મારવા નદીકિનારે લઇ ગયા. ત્યાં ત્રાહે ત્રાહે બોલતું લોકોનું ટોળુ મળ્યું. વજીરની ગાડી સામીમેરથી આવે છે તે લોકોનું ઠઠ્ઠ અને વચ્ચે શાહજાદાને જોઇને પૂછ્યું—અરે ! આ શું ? દિલ્લીમાં કોઇ કુતરાને પણ મારી શકતું નથી, તો આ શાહજાદાને કોણ મરાવે છે ? તે સાંભળી તેમણે બાદશાહનો સવિસ્તર હુકમ કહિ સંભળાવ્યો, વજીરે કહ્યું બાદશાહ ગાંડો થયો હશે. છોડ શાહજાદાને હું લઇ જાઉં છું. ત્યારે ઢેડો આગળ આવીને બોલ્યો—બાપજી ! મારો હક રહી જાય છે, વજીર કહે તારો હક લે, એમ કહી શાહજાદાનાં કપડાં ઉતરાવી ઢેડાને આપી દીધાં ને તેને પોતાને ઘેર લઇ ગયો ત્યાં તેને નવરાવી ધોવરાવી નવો પોશાક પહેરાવી સાથે લઇને પોતે કચેરીમાં ગયો, ને બાદશાહને સલામ કરી, બાદશાહે પુછ્યું, હે વજીર ! જે દુષ્ટે પોતાની માની જોડે જબરાઇ વાપરી તેને તું કેમ ઉગારી લાવ્યો ? વજીરે કહ્યું, બાદશાહ સલામત ! વાત ખોટી છે, શાહજાદો એવો હોય નહિ ને રાણીને ફાંસી દેવી જોઇએ. બાદશાહ કહે જે રાણીએ પોતે મને કહ્યું છે.

ત્યારે વજીર કહે બાદશાહ ! જ્યાં એક સ્ત્રી અને એક મરદ છે. તે મરદ ઉપર કાંઇ આળ લગાડે. ત્યારે તે મરદની યોગ્યતાથી તપાસ લઇને સ્ત્રીનું માનવું. સ્ત્રી જાત તે બેવફા, નિરદય અને ઢોંગી તે ઘડીકમાં સતી થાય છે ને ઘડીકમાં વંઠી જાય છે. હું વાત કહું તે સાંભળો પછી દરીઆફ્ કરો.

કોઇ એક બાદશાહને એકની એક છોકરી હતી, તે સુંદર ને નવયૌવના હતી, પણ તે પરણવાને ના કહેતી અને બાળપણાથીજ ફકીરી લીધી હતી. સદા તે એક દાસીની સાથે બહાર ફર્યા કરે, મસિદ વીગેરેમાં પડી રહે ને પોતાની દેહને દમે, તેને વાસ્તે શહેરની બહાર બાગ હતો તેમાં તે એક દિવસ સુવાને ગઇ ત્યાં તે પુષ્પસેજમાં લસલસાટ ઉંઘી ગઇ, તે વખતે તેને સ્વપ્નું આવ્યું તેજ સમયે તેને કોઇ યારને ભોગ આપ્યો. આણીગમ તેને સ્વપ્નું આવ્યું તેજ વખત પેલીગમથી અચાનક તેના સ્તનની ડીંટી ઉપર એક ભમરે ડંસ દીધો કે લોહીની ધાર વહેવા લાગી, ને સ્વપ્નું પુરૂં થયું તે સ્વતઃ જાગી ઉઠી ને દાસીને બોલાવી, તે યારનું વર્ણન કરી કહેવા લાગી. બાઇ! મારો યાર કયાં નાઠો ? તેને લાવ ? દાસી કહે–બહેન તું ગાંડી થઇ છે કે શું ? વાડામાં તો તું, ને હું બન્ને એકલાં છઇએ, ત્યાં યાર શો અને વાત શી ? શાહજાદી તો ઝુરવા લાગી, તેને એક વાતની સૂજ પડે નહિ. સવારમાં દાસી તેને સાથે લઇને શહેરમાં ગઇ. તેવામાં એક દીવાનનો છોકરો વર્ષ અઢારએકની ઉમરનો ને ખુબસુરત હતો, પણ નબળી સ્થિતિનો હતો, તેના બાપદાદા તો આગળ દિવાન હતા, પણ એએક પહેડીથી નોકરીથી બરતરફ હતો. તે દરરોજ નોકરીની આશાએ કચેરીમાં સલામ ભરવા આવતો હતો. તે સલામ ભરીને ઘેર જતો હતો. ત્યારે તેને દીઠો કે શાહજાદીનું મન ચમક્યું. ને સ્વપ્નમાં આવેલો આશક આજ છે એમ તેને ભાસ્યું. પછી તે દાસીને કહેવા લાગી–દાસી ! દાસી ! આ રહ્યો મારો યાર, એને તું ગમે તેમ મારી પાસે લેઇ આવ, હું તને ખુશી કરીશ. તે સાંભળી દાસી તેની પછવાડે પછવાડે ગઇ; પણ પેલો તો ઘોડા ઉપર બેઠેલો તેથી આગળ નીકળી ગયો, અને દાસી પછવાડે રહી ગઇ. તેણે દિવાનના છોકરાને ઘોડેથી ઉતરી ઘરમાં જતાં દીઠો; પણ અંદર ગયો તેવુંજ બારણું અડકાવી દીધું ત્યારે દાસીએ પાનની પિચકારીથી ઘરને નિશાની કરીને પાછી વળી અને કુંવરી પાસે આવી કહ્યું કે બાઇ ! એતો ઘરમાં પેસી ગયો. ત્યારે શાહજાદીએ પૂછ્યું તે કાંઇ એંધાણી રાખી છે ? દાસી

કહે—હા. પછી શાહજાદીને પોતાની સાથે લઈ તેના ઘર આગળ ગઇ તો તેમણે કમાડ વાસેલું જોયુ. તેમણે કમાડ ઘણાં ઠોક્યાં પણ કોઇએ જવાબ આપ્યો, નહિ, ત્યારે ત્યાંજ થોભ્યાં. એવામાં કોઇ દળનારી દરણું આપવા અંદર ગયેલી. તે દરવાજો ઉઘાડી બહાર નીકળી, તે લાગ જોઇને શાહજાદી અંદર પેઠી, ને દાસી બહાર રહી. ત્યારે વાણીઓ કચેરીમાંથી આવીને ઓશરીના પડથાર ઉપર બેઠો દાતણ કરે છે. તેણે ચડપ ઉભો થઇને શાહજાદીનો સત્કાર કર્યો ને બોલ્યો ધણી ચાકરને ઘેર ક્યાંથી ? તે સાંભળી શાહજાદીએ તરતજ તેનો હાથ પકડ્યો ને કહ્યું કે યાર હું તારા ઉપર ફીદા (આશક) છું વાણીયા ભાઇ બીકનુ એટલે નાના કહેવા લાગ્યા કે તમે તો અમારા માવીતર જેવાં, શાહજાદી બોલી પિટ્યા હું રંગ રમવાને આવી છું તે પાછી જનાર નથી, માટે જો તું મારૂં મન નહિ મનાવી મને નહી ભોગવે તો તારૂં માથું કપાવીશ. વાણીઆની સ્ત્રી ચતુર હતી, તે બોલી જે એમાં શું છે ? જાઓ જે થનાર હશે તે થશે; પણ શોખ તો કરી લ્યો ? પછી વાણીયો શાહજાદીનો હાથ પકડી ઉપર લઇ ગયો તે વખતે વાણીયાણીએ કહ્યું:—બેન રંગ રમવા આવ્યાં છો. તો આવો અપશુકનિયાત પોશાક કેવો ? એમ કહી પોતાની પેટીમાંથી જરીવનના તરેહવાર પોશાક તથા હીરા, મોતી વીગેરેનાં ઘરેણાં તેને પહેરાવી ખુબ સંગારીને બંનેને શયનગૃહમાં મોકલ્યાં. તેમણે ત્યાં ખાઇ પી આખી રાત એશઆરામ અને રંગ ભોગમાં ગુજારી. એમ તે બે ચાર દિવસ સુધી રહી ત્યાં સુધી .શાહજાદીનો ભાવ કોઇએ પુછ્યો નહિ, કેમકે એવી રીતે તે ઘણીવાર બાગમાં કે મસજીદોમાં પડીજ રહેતી હતી. પણ પાંચ સાત દિવસ થયા, ત્યારે પુછપરછ થવા લાગી કે શાહજાદી ક્યાં ? વાણીઓ રોજ સવારમાં કચેરીમાં જતો હતો તે આ ચરચા સાંભળે અને જે વાત થાય તે પોતાની સ્ત્રીને કહે, તો પણ તે ગણકારે નહીં. ૮—૧૦ દીવસ થયા પછી કચેરીમાં રાજા બોલ્યો કે પાસેના ગામથી નજૂમીને બોલાવો, તે વાણીયાએ સાંભળ્યુ ને ઘેર જઇ સ્ત્રીને કહ્યું કે હવે તો ઝડપાઈ જઇશું; કેમકે બાદશાહ કાલથી નજૂમીને બોલાવનાર છે એટલે પછી આપણું તો આવી રહ્યું. વાણિયણ કહે ફીકર નહિ તેનો હું ઇલાજ કરીશ. રાજાને નજૂમીને બોલાવતાં બે ચાર દીવસ વીતી ગયા. વાણીયાના ચોકમાં પ્રથમના વખતનું એક હોજ હતું, તે હાલ પુરી મુકેલ હતું, એ વાણીયાએ કાઢી નંખાવી સાફ કરી પાણી ભરાવ્યું, પછી એક હોડી વેચાતી

મંગાવી અને હોજમાં તરતી મૂકાવી અને ચારે બાજુએ, એટલે એક બાજુ મક્કા, બીજી બાજુએ દ્વારકાં. ત્રીજી બાજુએ કલકત્તા, અને ચોથી બાજુએ મુંબઈ એમ ચારે શહેરની તસ્બીરો મુકાવી પહેલી હોડીમાં શાહજાદીને બેસાડી, તેના હાથમાં હલેસું આપીને કહ્યું કે હોડી ચારે ઘડી ઘડીએ ફરતી રાખ્ય. અહીં શાહજાદી હોડીમાં બેઠી છે ને પણે નજુમી નજુમી નાંખી જુવે છે તે પ્રથમ નજુમી નાખી બોલ્યો–જે બાઈ પાણી ઉપર છે. બાદશાહે પૂછ્યું ક્યાં? નજુમી બોલ્યો કે મુંબાઇ. દિવાન બોલ્યો જે હજ કરવા જવાની હતી તે ગઇ હશે, પણ ગાંડી તે કહ્યા વગર ગઈ, જો કહીને ગઇ હોત તો ખજાનો આપી મોકલત. પા કલાક પછી હોડી મક્કાની છબી તરફ ગઇ ને પણે ફરી નજૂમી નાંખી જોવરાવ્યું તો મક્કા તરફ છે, ત્યારે ખચીત કહેવા લાગ્યા કે ગઇ . બાદ થોડીવાર પછી હોડી ફેરવીને પણે વળી ફરી નજુમી નાખ્યો. ત્યારે નજુમી બોલ્યો જે કલકત્તા તરફ છે, ત્યારે કાંઈક શક પડયો, તે છે, તે સાંભળી બધા હસવા લાગ્યા અને તેના ઉપરથી વિશ્વાસ ઉડી ગયો. અને તેને ગાડામાં ખપાવીને હાંકી મેલ્યો? પણું તો બાદશાહે તેની ઘણી ઘણી રીતે શોધ કરવા માંડી. પોતે એક બીડું ફેરવ્યું કે જે મારી શાહજાદીને ખોળી આપે તેને મ્હોટું ઇનામ આપીશ. તે બીડું તેના કોટવાળે ઝડપ્યું અને શાહજાદીની તપાસ કરવાને નીકળ્યો બે ચાર અહીં તહીં ફર્યા પછી તે પેલા વાણીયાની ગલી આગળ આવ્યો. તે ગલીને નાકે બે તંબોળી રહેતા હતા તે ઘણા ચતુર હતા. તેમણે આની નેત્ર ચિકિત્સા જોઇ પૂછ્યું જે કેમ ફેરા મારો છો? કોટવાલે વાત નિવેદન કરી ત્યારે તંબોળી કહે અમે બતાવીએ તો શું આપશો? કોટવાળ કહે–પાંચસેં રૂપીઆ આપું. તંબોળી કહે. તે પહેલાં આપો તો બતાવું પછી તમને ક્યાં પૂછવા આવીએ–તમે અમલદાર પડ્યા? તે કોટવાળે કબુલ કર્યું ત્યારે એક તંબોળી સાથે આવ્યો ને રૂપયા પાંચસેં ગણી આપ્યા. એટલે તેણે બતાવ્યું કે પેલું રાતું ઘર છે તેમાં છે. કોટવાળે ઘોડો વાળીને વાણીયાના ઘર તરફ આવ્યો વાણિયેણુ જાણુતી હતી કે વાત ફેલાઇ છે તેથી તેણે ડોકા બારીનું કમાડ અળગું કરીને દરવાજા પાસેજ ઉભી હતી. તે પેલો કોટવાળ તેના ઘર આગળ આવ્યો ત્યારે સ્ત્રી ચરીત્ર કરી નેણુ મારતી અર્ધા અર્ધા શબ્દ બોલી મોહ ઉપજાવી કહેવા લાગી જે હું—હું? મુવો મારી ઉપર શોક્ય લાવ્યો છે. માટે

તમે આવો આપણે સાથે રહીયે કે પીટયો જલદી ઠેકાણે આવે. વાણીયણ પણ મહા સ્વરૂપવાન હતી, તેમ તેના હાવભાવ અને ચાળા ચટકા જોઇને કોટવાળ લલચાયો. તે અંદર ગયો એટલે વાણિયણે તેના હાથમાંથી ઘોડો લઇને બાંધ્યો અને તેના હાથ પકડી એક ઓરડા ભણી આંગળી કરીને બોલી કે પણે ? બેઠાં છે, તમે અંદર જાઓ ? જો હું આવું તો મને મારો રોયો મારશે પેલો અધીક દૂર થયો કે નીચે ખાડો ખોદી ઉપર પાટીયું મેલ્યું હતું. તે ખેંચી લીધું કે કોટવાળ અંદર કેદ થયો ! આસરે પાંચ સાત દિવસ થયા પણ કોટવાળ જણાયો નહિ, ત્યારે ગામમાં બૂમ પડી કે કોટવાળ કયાં— કોટવાળ કયાં ? જેથી બાદશાહે વિચાર્યું કે શાહજાદી શેહેરમાં છે ને જેણે શાહજાદીને રાખી છે તેણે કોટવાળને કેદ કર્યો છે. તેથી બાદશાહે હુકમ કર્યો છે. જેથી દીવાન શોધવા નીકળ્યો. તે પણ બે-ત્રણ દિવસ રખડતો રખડતો તંબોળીની દુકાને આવ્યો, તેને પણ તંબોળીએ કોટવાળથી વધારે ખંખેરીને સ્થાનક બતાવ્યું એટલે તે ત્યાં ગયો ત્યારે વાણીયણે તેને પણ તેવી રીતે હાવભાવ અને પ્રેમી વચનોથી ફસાવીને બીજા ખાડામાં કેદ કર્યો ! ચોથે દિવસે હજુરીઓ તપાસ કરવાને નીકળ્યો, તેની પણ તેજ દશા થઇ. પછી રાજા પોતે શોધ કરવાને નીકળ્યા, અને આંખમાં ઘણી ખુનસ વરસી રહી, તેને તંબોળીએ મુકામ બતાવ્યું કે ત્યાં આવ્યો. વાણિયણે રાજાને સારૂં આગમચથીજ એક સરસ ઓરડો શણગારી, તેમાં ગાદી તકીઆ પાથરી મેલ્યા હતા, ત્યાં આગળ રાજાને સત્કાર કરી પોતે તેડી ગઇ. પછી પોતે કહ્યું કે હું બારણું વાસીને નાની બારીમાથી તમને દેખાડું. નહિ તો મને માર પડશે. રાજાએ કહ્યું, ઠીક. પછી તેણે તાળું મારી બારી ખુલ્લી રાખી અને શાહજાદી પાસે જઇ કહ્યું કે જા તારા પિતા આવ્યા છે, તેમને તું કરઘરીને પગે પડી સાચે સાચી વાત કહી દે કે હું આશય થઇને આવી છું. તેણે આનાકાની કરી ત્યારે વાણીયણ બોલી કે ત્યારે શું તું મારૂં ગરીબનું નખોદ ઘાલવા આવી છું, માટે જા બાદશાહને મળ. ગા બાપને કહેતાં શરમ રાખાએ નહી, તે સાંભળી શાહજાદીએ જઇ કાલાવાલા કરી બાપને વિનવી પડી ને કહ્યું કે વાણીયાનો વાંક નથી, માટે માફી આપો. બાદશાહને દયા આવી તે બોલ્યો કે જા માફ છે. શાહજાદી કહે લખી આપો ? બાદશાહ-મારી મોહોર તો હજુરીઆ પાસે છે તે તું જાણે છે ને દસ્તાવેજ દિવાન લખે છે. કુંવરી કહે તેઓ પણ અહીં છે. પછી તેમને કાઢીને હાજર કર્યા. પછી દિવાને કલમ ખડીઆ આપી દસ્તાવેજ કર્યો, ને હજુરી-

આ પાસે મહોર કરાવી મારી ફી પત્ર વાણીયાના હાથમાં આપ્યું. પછી વાણીયણે બાદશાહને કહ્યું કે આપ હુરમોને અત્રે સાંઝે મોકલી શાહજાદીને લઈ જશો તો વાત ક્યાંઈ ફાટશે નહીં. તેમાં આબરૂ છે. પછી બાદશાહ મેહેલમાં ગયો અને સાંજે રાણી પાસે કુંવરીને બોલાવી લેઈ તેનું લગ્ન લેઇ પરણાવી આપવા નકી કર્યું.

માટે હે બાદશાહ! તું ફરીયાદ કર કે એતો મ્હોતી શાહજાદી હતી, તોપણ તેણે એક વખત આવું તરકટ ઉઠાવ્યું, તો આ ગરીબ કંગાલ હલકા કુળની છોકરી શું નહિ કરે માટે એવી સ્ત્રીના શીખવ્યાથી નિરપરાધી કુંવરને મારવાની હિમ્મત તમે હરગેજ કરશો નહીં. શાહજાદો તદન નિર્દોષ છે, અને રાણીજ ગુન્હેગાર છે.

આથી બાદશાહને પોતાના અઘટિત કૃત્યનો ઘણો પસ્તાવો થયો અને આમાં શું હકીકત બની છે તે શાહજાદાને મોઢેથી જાણવા ફરમાવ્યું. ત્યારે તે બોલ્યો.

## માલિની છંદ.

નથી નથી નથી સ્વપ્ને ક્રૂર સંકલ્પ કીધો,
નથી નથી નીતી રીતી ઉપર પાય દીધો;
દિલ દુઃખ અતિ થાયે તાત આ શું કહો છો,
મુજ નીતિ રીતી જાણી વ્હેમ ક્યાંથી લહો છો ?

આ સાંભળી સઘળી સભા છક થઇ ગઇ ને વજીરે કહ્યું કે જહાંપનાહ! મેં આપ નામદારને પહેલાજ કહેલું કે મોટી વયે ન્હાની બૈરી સાથે લગ્ન કરશો તો ખત્તા ખાશો. બાદશાહે વજીરનો ઉપગાર માન્યો અને કહ્યું કે મારા શાહજાદાને તેં બચાવ્યો છે. પછી બાદશાહે કુંવરને નિર્દોષ ઠરાવી કહ્યું કેઃ—

## માલિની છંદ.

વચન સરવ સાચાં પુત્રરે પ્રિય તારાં,
શ્રવણ યુગલ કાચાં કામથી ભ્રાત મારાં,
વગર સમજ આ મેં કેમ કૂડો ઠારવ્યો,
દિલિપ નૃપતિ ભૂલ્યો ભામિનીનો ભમાવ્યો.

પછી બાદશાહે હુરમને કહાવ્યું કે ફરીને આવું તર્કટ કરીશ તો તને તોપને ગોળે ઉરાડી મુકીશ.

# રૂડો પટેલ અને રૂપાં પટલાણી.

**विचित्रवेषानवयौवनाऽऽढया । लवंगकर्पूरसुवासिदेहा ॥**
**नाऽऽलिंगतायेनदृढंभुजाभ्यां । वृथागतंतस्यनरस्यजीवितम॥**

**અર્થ**—વેશમાં વિચત્ર અને નવયૌવના છે. શરીર ઉપર કસ્તુરી લવીંગ, કપુરની વાસ બ્હેકી રહી છે. એવી સ્ત્રી જેણે બાથ ભરી આલીંગી નથી તેણે આ જગતમાં વૃથા જન્મારો ગુમાવ્યો છે.

પૂર્વે નારણપુર નામે ગામમાં રૂડો પટેલ રહેતો હતો, તેની વહુનું નામ રૂપાં હતું, તે બન્ને ભરજોબન અવસ્થામાં હતાં. તેમને પરસ્પર ઘણીજ પ્રિતી હતી, તેથી તે હાસ્ય વિનોદ અને એશઆરામમાં દિવસ નિરગમન કરતાં હતાં, કેટલાએક દિવસે કોઇ કવિને મોઢેથી સ્ત્રીઓનાં ચરિત્રોના વખાણની વાત રૂડા પટેલે સાંભળી. જેથી તેના મનમાં તે વાતનો સદેહ થવાથી પોતાની પ્યારી સ્ત્રી રૂપાં આગળ કહેવા લાગ્યો કે, સ્ત્રીઓનાં ચરિત્રોને વખાણે છે. એ વાત મને ખરી લાગતી નથી. રૂપાં બોલી કે, સ્ત્રીઓનાં ચરિત્ર અપાર છે એને કોઇ કળી શકતું નથી, એ ચરિત્રોથી મ્હોટા મ્હોટા મહાત્માઓ છેતરાયા છે. તે કોઇની અક્કલમાં આવતું નથી. સ્ત્રીઓ ભરથારને યારના ચાકર તરીકે તેડવા મોકલે અને તેમના દેખતાંજ પરપુરૂષથીજ જાર કર્મ કરે છે ને ભરથાર તે સ્ત્રીને પતિવ્રતા માને છે. બધી સ્ત્રી એવી નથી, તેમ બધી પતિવ્રતા પણ નથી, એજ પ્રમાણે જગત વ્યવહાર ચાલ્યો જાય છે, એટણે સ્ત્રી ચરિત્ર ખરૂં છે, રૂડો કહે એ વાત મને તો ખરી લાગતી નથી ને જો ખરી હોય તો એ ચરિત્રો તારા વિશેજ બતાવી મારો સંદેહ ભાગ, એ બાબત હું રીશ કરીશ નહિ, ગમે તે પ્રપંચ કરી નિશ્ચિંત મારી સમક્ષ પરપુરૂષ સાથે જાર કર્મ કર, ને મારા મનમાં એવો વ્હેમ એ કૃત્ય કરવાનો રહે નહિ તોજ હું એ સ્ત્રી ચરિત્ર ખરૂં માનું, રૂપાં કહે—કોક દિવસ બતાવીશ. તારી સાથેજ યારને તેડાવી તેની સાથે હાસ્યવિનોદથી રંગ રમી આખી રાત નિર્ગમન કરી સવારે જાય ત્યારે વળાવવા પણ તુંનેજ સાથે મોકલું, એવી રીતે ચરિત્ર કરી બતાવીશ. આ પ્રમાણે વાત થયા બાદ થોડા દીવસ જવા દઇ એક દિવસ રૂપાં પાણી ભરવા ગઇ ત્યાં તેજ ગામના વાણીયા મુળચંદ મેહેતાનો દીકરો નાથો તળાવને કિનારે બેઠો હતો, તેને જોઇને રૂપાંએ ઘડો ચડાવવાનું કહી નેત્ર કટાક્ષ કર્યા ને તેની સાથે પ્રીતી કરીને આઠ દિવસમાં મળવાનો વાયદો કર્યો ને રૂપાં પાણી

ભરી ઘેર ગઇ, તે વાતને દિવસ થયા તેવામાં નારણપરથી ગાઉએક અમીપર ગામમાં કણબીમાં ખરચ હતું, ત્યાં ઘણા ગામના પટેલીઆઓને તેડાવ્યા હતા, તેમાં રૂડા પટેલને પણ તેડાવ્યો હતો, તેથી તે ત્યાં જમવા ગયો ત્યાં તેના શાળાની વહુ કે જેનું નામ ચોથી હતું તે ત્યાં એનું મોશાળ હોવાથી કામ કરવા આવેલ હતી. તેને રૂડો ઓળખતો નહોતો, પણ ચોથીવહુ રૂડા પટેલને ઓળખતી હતી. તેને પોતાની નણંદનો વર જાણી લાજ કાઢતી હતી. રૂડાએ તે સ્ત્રી કોણ છે એમ જેને ત્યાં પોતે ગયો હતો તેને પુછ્યું. તેણે કહ્યું કે એ બાઇ અમારી ભાણેજ થાય છે ને તમારા શાળાની વહુ છે, એમ જાણતાં રૂડો રાજી થયો. હવે જ્યારે ખરચ સમાપ્ત થયું કે, સર્વે પટેલો વિગેરે ઘેર ગયા. તેમાં રૂડો પણ રજા લઇ ઘેર આવ્યો ને પોતાની સ્ત્રી રૂપાં પાસે તેની ભામી ચોથી વહુ ત્યાં આવી હતી તે વિશે વાત કરી કહેવા લાગ્યો કે તારી ભાભીને આંહી તેડી લાવી મીજમાની આપી પરોણાગત કરી જોઇએ, માટે તેને તેડવા તું જઇશ તોજ આવશે. માટે ઉતાવળથી જઇ તેડી લાવ રૂપાં પટલાણી પોતાના ધણીના અતિ આગ્રહથી પોતાની ભાભીને તેડવા અમીપર ગઈ અને જેને ત્યાં પોતાની ભોજાઇ હતી ત્યાં ગઈ ત્યારે માલમ પડ્યું કે એ તો પાછી ઘેર ગઇ. એટલે તે ત્યાંથી પાછી વળી ઘેર આવતાં રસ્તામાં વિચાર થયો કે નાથાને મળવાનો આઠ દિવસનો વાયદો કર્યો છે ને તે આઠ દિવસ હમણાં વહ્યા જશે માટે કાંઈ યુક્તિ કરી આજજ પ્રિતમને ઘેર તેડી જવો, એમ વિચારતાં ગામમાં પોહોંચી. એટલામાં નાથો સામો મળ્યો તેને રૂપાંએ બોલાવી કહ્યું કે તું આ પોશાક ઉતારી સ્ત્રીનાં લુગડાં તથા હાથમાં ચુડીઓ અને ઘરેણાં વિગેરે સર્વ પોશાક સ્ત્રીઓનો પહેરી અહીં પાસેના વડ નીચે બેસ અને હું મારે ઘેર જઇ મારા ધણીને સાથે લઈ મારી ભાભીને તેડવાને બહાને તુને મારે ઘેર તેડી જઈશ, પણ મારો ધણી આવે ત્યારે ઘણી લાંબી લાજ (ઘુંઘટો) કાઢજે, એમ નાથાને શીખવી રૂપાં ઘેર આવી ત્યારે તેના ધણી રૂડાએ પુછ્યું કે તું તારી ભાભીને તેડવા ગઈ હતી ને એકલી કેમ આવી? રૂપાં બોલી કે, હું તેડી લાવી છું. પણ તમારા તેડવા ગયા વીના ઘેર આવી નહીં ને પાદર વડ નીચે ઉભી છે માટે મારી સાથે તેને તેડવા ચાલો રૂડો કહે હું તારી સાથે તારી ભોજાઇને તેડવા આવું તો લોકોમાં મારી લાજ જાય અને મશ્કરી થાય. લોકો કહેશે કે રૂડો પટેલ સાળાની વહુને તેડવા ચાલ્યા માટે તું સોગન દઇ આવ. રૂપાં રોવાને

કળકળાટ કરવા લાગી કે મને મોકલીને હવે નાક કપાવા ધારોછો, માટે તમારે તેડી આવવાની ગરજ હોય તો ચાલો ! હું આગળ જાઉં છું ને તમે પાછળ પાછળ ચાલ્યા આવજો. રૂડે બીચારે તેમ કરવા કબુલ કર્યું ને પોતાની સ્ત્રીની પાછળ તેડવા ચાલ્યો ને જ્યાં નાથો સ્ત્રી વેષે ઉભો હતો ત્યાં આવી રૂડો પોતાના સમ દઇ ઘેર આવવાનું કહ્યું એટલે આગળ રૂડો પટેલ ને પાછળ રૂપાં પોતાના યારને સ્ત્રીને વેશે લઇ ચાલી. ઘેર જતાં રસ્તામાં રૂડાને પોતાની સ્ત્રીએ ચરીત્ર બતાવવા વિષે કહેલી વાત યાદ આવી તેમજ મીજમાનની ચાલચલગત જોતાં તે સ્ત્રી નહીં પણ પુરૂષ હોય એવો સદેહ રૂડાના મનમાં થયો, જેથી ઘેર પહોંચ્યા પછી પોતાની પ્યારી સ્ત્રી રૂપાંને પાસે બોલાવી એકાંતે કહ્યું કે તું જે તહારી ભાભીને તેડી લાવી છે, તે ચાલચલગત ઉપરથી મરદ છે એમ મને ખરી રીતે જણાય છે, માટે ખરૂં બોલ ? રાંડ તહારી ભાભી છે કે તહારો યાર છે ! રૂપાં પોતાના ધણીનું આમ ક્રોધમાંથી બોલવું સાંભળી મનમાં તો સમજી ગઇ પણ સ્ત્રી ચરીત્ર કરી આંસુ આણી ક્રોધથી હાય હાય શું મને તો વેશ્યા જાણી, આંજ ઘણાં વર્ષે મારી ભાભી મને મળવા આવી ત્યાં લાજ ખોવાને શરમ વગરના વચન બોલીને ભાંડયા કરો છો શું મારો જીવ લેવા તૈયાર થયા છો ? આવા ભુંડો ધણી મારા ભોગ છે, મારો કાળ પાસે આવ્યો છે. વિગેરે બોલી બગામુંડા કરવા લાગી. રૂડો કહે ચુપ રહે રાંડ ! હું આપણી દાસી શણુકીને તેડી લાવું છું. તેને તારી ભાભી સાથે રાત આખી સુવારી મુકું ને સવારે પારખું જોઉં, જો કાંઇ કપટ જણાય તો તારૂં ને એનું બન્નેનું માથું છેદન કરૂં, હે રાંડ ! હું ઝાઝા ભેદ ભણ્યો છું તારો છેતર્યો છેતરાઉ તેમ નથી. આવી રીતે રૂડાનું બોલવું સાંભળી રૂપાંને ચિંતા થઇ ને જાણ્યું કે જો શણકીને તેડાવી પારખું જોશે તો નક્કી મારૂં પોગળ વર્તાયા વિના રહેશે નહીં, ને નક્કી મોત આવ્યું. આથી રૂપાં ઘણીજ ફિકર અને ચીંતાથી શોકાતુર થઇ વિચાર કરી બોલી કે ભલે તમારે સંશય થયો હોય તો ખાત્રી કરો અને બીજે કાને વાત જાય તો આપણી ફજેતી થાય, માટે તમારે પારખું જોવું હોય તો અમે સુતા પછી મારી ભાભી ભરનિદ્રામાં હશે ત્યારે હું તમને બોલાવીશ એટલે હાથ ફેરવી ખાત્રી કરજો. આ વાત રૂડા પટેલને ગમી પછી સુતાં વખતે રૂડો બારણે સુતો, રૂપાં બારણાં દઇ ઓરડામાં પોતાની ભાભી બનાવેલ યારની સાથે એશઆરામથી ખુબ રંગ રમી રહ્યા પછી પોતાના વહાલા યાર ના-

આને બીજા ઓરડામાં સુવાડી પોતે ઓરડાની ફરોકર પોતાનો દીયેર એનો રહેતો હતો, તેના ઘરમાં જાવઆવ કરવા માટે એક બારી હતી. એનો ઘણું કરી વાડીએ વાસો રહેતો હતો. રૂપાંએ તે બારી ઉઘાડી પોતાની દેરાણીને ઉઠાડી આંખે આંસુ ભરી રોઇ પડી ને રડવડતી કહેવા લાગી કે તારે જેઠે મને વગર વાંકે ઘણી મારી ને મારાં હાડકાં ખોખરાં કરી નાંખ્યાં અને વળી બારણાં દઇ બાહાર સુતો છે. મારાં હાડકાં મારથી કળે છે એટલે નિંદ્રા આવતી નથી. એથી કુવે પડવું નક્કી કરી તારી પાસે આવી છું. દેરાણી બોલી ઘર હોય ત્યાં વઢવું પડે ઘર હોય ત્યાં વાંક પણ આવે, માટે તેનો ધોખો રાખીએ નહિં. ચાલો હું તમારી સાથે સુવા આવું છું, એમ કહી તેની દેરાંણી રૂપાંની સાથે સુવા આવી ને બંને દુઃખ સુખની વાતો કરી રૂપાંના દેરાંણી નિંદ્રાવશ થઇ ત્યારે થોડીવારે પોતાના ધણીનો સંશય મટાડવાને પોતે તથા દેરાંણી જે ઓરડામાં સુતાં હતાં ત્યાં તેડી જઇ કહેવા લાગી કે મારી ભાભી ભરનિંદ્રામાં છે માટે તમારા જે પારખું કરવું હોય તે જાળવીને જઇને કરી લ્યો, એટલે રૂડા પટેલે ધારે રહી ખાત્રી થઈ કે આમાં કાંઇ કપટ નથી. આ મારા મનને ખોટો વીચાર આવ્યો. મારી સ્ત્રી પતિવ્રતા છે. આમ રૂડા પટેલને નક્કી થયું એટલે પાછો બહાર જઇ સુઇ રહ્યો ને પ્રભાત થતાં રૂપાંની દેરાણી પાછી પોતાના ઘરમાં ગઈ. ત્યાર પછી રૂપાએ પોતાના યાર નાથાને જે ઓરડામાં સ્ત્રી વેશે સંતાડયો હતો તે ઓરડામાંથી બહાર કાઢયો ને રૂડાને કહેવા લાગી કે, મારી ભાભી તેને ઘેર જવા રજા માગે છે. ઘણું કહ્યું પણ રહેતી નથી. એમ કહી પોતાની ભાભી ચએલ યારને આગળ કરી પોતે પાછળ વળાવવા ચાલી ને રૂડો પણ થોડે સુધી વળાવવા ગયો ને સામ સામા રામ રામ કરી આનંદથી બંને જણ ઘેર આવ્યા.



## રાજા સાહિત અને રાણી ચપળાક્ષી.

पियचंद्राचं पकहेमवणी । हारावलोमं डितनाभिदेशा ॥
संभागशोलारमितानयेन । वृथागतं तस्यनप्स्यजीषिपम ॥

અર્થઃ—જેનું શરીર સુવર્ણમય છે, વાણિ જેની મધુર, રાગ

કોયલને લજ્જા પમાડનાર છે, નાભી તટ સુધી ફુલના સુગંધી હાર આવી રહ્યા છે. પુષ્પકંચુકી પહેરેલી છે, એવી સ્ત્રી સાથ જેણે કામ ક્રીડા કરી નથી. તેણે આ જગતમાં વૃથા જન્મારો ગુમાવ્યો છે.

કુશમાવતી કરીને એક શેહેર હતું, તેમાં સાહિત નામનો રાજા રાજ્ય કરતો હતો. તેને હીરણાક્ષી અને ચપળાક્ષી નામે બે રાણીઓ હતી, તેમાં હીરણાક્ષી માનીતી હતી, ને ચપળાક્ષીને પરણી તરતજ ત્યાગ કર્યો હતો. તેને બાર વર્ષ થયા ત્યારે તેને નવયૌવનાને લીધે કામદેવ તેને પીડવા લાગ્યો કે, જેમ કોઇ છત્રીસ વર્ષની તરૂણ નાયકા મહા તોફાન ખાઇ દરિયામાં ઘસડાઇ ગએલી એકાદ ખરાબા ઉપર ફસાઇ જઇ શાન્તપણે પડી રહે છે, તેવી રીતે ઝુરાઈ તેની સાથે ઉભેલી એક દાસીની સાથે વાત કરી નીચે મુજબ કહે છેઃ—

દુહો—લાવે સખી ઓરશિયો, ચંદન ઘશિયે જેમ;
પંજરમાંનું પારેવડું, લાવ્ય ઓલવીયે તેમ.

કુમતિ (દાસી) મનમાં તો સમજી ગઇ પણ બહારથી મૂર્ખ જેવી બનીને બે ઘડી ટાળને સારૂ તેણે લાવી ઓરશિઓ મ્હોં આગળ મેલ્યો. બાઇ! ગભરાશોમાં. આ ચાલી; સુખડ લાવી રગડી નાખું છું. પછી તમને મર્દન કરતાં તે વાર કેટલી? તે બોલતાં બોલતાં ચાલી નીકળી. રાણી ચપરાક્ષી આ કુભારજા સાથે મારૂં પનારૂં પડયું છે, સર્વે પાંતીએ એ સદગુની છે પણ મને બળતીને બાળવામાં તે મોજ માને છે, એ બહુ ખોટું કરે છે. હવે તો એનો કે મારો છુટકો થાય તો સારૂં વિધિ બ્રહ્મા ખરેખરો બેલ તે બેલજ. એનામાં કોઇ કહેશે કે અક્કલ છે પણ તેમ નથી; જુઓ એની કરણીમાં ચતુરાઇ કેવી શોભી નીકળે છે? સુવર્ણ આવું અનુપમ બનાવ્યું તો તેમાં જે સુગંધજ મળે નહીં આવી ખુશબોદાર કસ્તુરી ઉપ વી. ત્યારે તેમાં રંગનાંજ ઠેકાણું નહિ. ગુલાબનાં ફુલને રંગ અને ખુશબો બન્ને બક્ષી, ત્યારે તેની પછવાડે કાંટા કીધા! તેવી રીતે મને આવી રંગીલી બનાવી અને મારો બહાર ફુટયો ત્યારે કાંઇ ભમરનું ઠેકાણું ના મળે! વળી આ કંટક (દાસી)ને મારી કેડે લમાડયું. હવે એ ઝાંખરાને હું શું કરૂં. એને ટાળ, ને મારે બળાપો! ખમી ખમીરે ખાએશ કયાં સુધી કરૂં? એટલામાં દાસીને સુખડ લેઇને આવતી જોઇને—

દુહો—મેં જાણ્યું દાસી જાણ છે, પણ થઇને અજાણ;
મંગાવ્યો મેં અંગ રશીયો, લાવી દાખવ્યો પાશાણ.

કુમતિ ( દાસી ) દેવી! તમે જે અંગરશિયો માગ્યો તે આ હું

ઉતારીને લાવી હવે એના લેપનથી તમને શાંતી વળશે.

એટલે ચપળાક્ષી રાણી વચમાં ચિડાઈને બોલી મેર, મેર, તું અંગરશિયાની લાવવા વાળી! હજુ તું મૂરખની મૂરખજ રહી, સમજ કહ્યું તો સમજતીજ નથી તું જા તારૂં કહ્યું કર? અરે! કોઇ બીજી ચતુરા છે? ત્યારે અજયમતી દોડી આવે છે તેને નીચેનો દુહો કહે છે.

દુહો—દાસી જા એણે ચોતરે, તારૂં મન કરી સુજાણ;
નવનેરાં દશ આંગળો શોધી લાવ નર પ્રમાણ.

અજયમતી એટલે એક ઉદ્ધત દોડી ગઇ. તેના ગયા કેડે રાણી ચપળાક્ષીએ અંગરશીઓ લઈ ચંદન અંગે ચર્ચ્યું. સ્રંગાર સજીને બની ઠનીને તૈયાર થઇ સેજ ઉપર બેઠી છે અર્ધ ઘડી વીતી કે ચતુરામાં ખપતી દાસી અજયમતી બહારથી કોઇ બુઢાને સાથે લઇને સામી આવી ઉભી. બુઢો મલકાનો સેજ પાસે આવે છે, કે રાણી ચપળાક્ષી કર્મે હાથ દઇને બોલી—

દુહો—સમણે ખાડા નેન ચુવે, નાકે વળ્યો મેલ;
છાસટ ઉપર ચાર ગયાં, તોયે છેલના છેલ!

આટલું કહીને તેને વિદાય થવાનો હાથ કર્યો ત્યારે એક જુવાન દાસી માલતી કરીને હતી તે તેની બાઇને જોઇને કહે છે:—

દુહો—વિદેશે પિયુ ધન એકેલી, બેઠી મેહેલામાંય;
તડફડ ફાટે કંચવો તેને, સ્વેહ ખેંચ્યો નવ જાય.

(આ બોલવું સાંભળીને રાણી ચપળાક્ષીએ તેના સામું ફરીને) આમાં કાંઈ પાણી જણાય છે બાકીની તો દૈવની વેઠ વળગી છે. ત્યારે તેના હાથમાં પાનનાં બીડાં આપીને કહે છે:—

દુહો—પાંચ બીડાં દીયાં પાનનાં, તું દેને રશિયા હાથ;
ચતુર હશે તે સમજશે, ચાલશે તારી સાથ.

દાસી માલતી ત્યાંથી ચાલી ચાલી સુખડીયાના હાટમાં આવી આમ તેમ જુએ છે, એટલે કોઈક મહા સ્વરૂપવાન કામકુંવર સરખો તેની નજરે મિઠાઇનાં પડીકાં વળાવતો પડયો, ત્યાંથી તંબોળીની દુકાને જઇ કપુરવેલનાં પાકાં પાનનાં બીડાં બંધાવ્યાં. ત્યારે વિચાર્યું કે એ રશીયો છે મોજી તેની પ્રથમ મારી ખાત્રી કરૂં. પછી એને મેહેલમાં લેઇ જાઉં, નહિ તો જેમ બે ફજેત થઇ; તેમજ હું ત્રીજી થઇશ. પછી તે પછવાડે પછવાડે તેની ચરચા જોતી ચાલી, તો તેણે સરૈયાની દુકાનેથી અત્તર, અબીલ વિગેરે જોઇ તપાશીને લીધું. અને એટલે માળીની દુકાને આવી ફુલના હાર ગજરા, તોરા વિગેરે લઇને

વિગેરે લઈને પોતાના ઘરની વાટ પકડી. દાસીએ જોયું કે આ રંગીલો તો ખરેઃ એટલે પાછા દોરી વાણીયાના હાથમાં પાનનાં બીડા આપી ઝટ ખસી ગઇ. ત્યારે તેણે તરત ફરીને દાસી માલતીના મ્હોં સામું જોઈ બોલ્યો—તું કોઈ મ્હોટાની દાસી જણાય છે તને કદાચ ખબર હશે કે નગરશેઠના છોકરાએ બાર બાર વર્ષે ગામમાં અને ઘરમાં આજજ પહેલ વહેલો પગ મૂક્યો છે. (જરા હશીને) દાસી ! હવે તું બોલ, કે તે ચતુરશાહ આજે તારી સાથે કેમ આવી શકે ? આજે તેના ઘરમાં ઓચ્છવ થઈ રહ્યો છે; શેઠ શાહુકારો તેને ત્યાં મળવાને આવે છે માટે તારી સાથે કાલે આવવાનું આ કોલ આપું છું (હાથ ઉચકીને) ને મારી વતી તારી બાઇને જઇ વિનવજે કે હું એવો મુઢ નથી કે તેની અમર્યાદા કરૂં, (દાસી હાથ આપતી નથી, તેથી હાથ પાછો ખેંચીને) તું શાણી દેખાય છે. બે અક્ષરમાં સમજીશ, એથી વિશેષ મારી ફજેતી ને તમારી હાંસી થશે.

દાસી માલતી—વાણીયા ! તને ખબર નથી કે હું કોને ત્યાંથી આવી છું. પણ તેં મને એટલી તો ઓળખી કે હું કોઇ મ્હોટાની દાસી છું. આવ્યા સિવાય તારે બીજો આરો નથી. માટે મારૂં કહ્યું માન અને તારૂં ભલું ઇચ્છતો હોય તો મારી કેડે ચાલ્યો આવ, ખાલી નવનું તેર શું કરવા વેતરે છે ? એટલું કહી દાસીએ પગલાં ભર્યા.

વાણીયો—(હવે મનના કોડ મનમાં રહેવાના, આતો ચાલી.) અલી ઉભી રહે ?–ફરી તેને થોભાવીને ખીસામાંથી એક કોથળી મહોરની ભરેલી કાઢી દાસીના હાથમાં આપે છે. આ લે અને મને જવા દે, અમારા વાણીયા ભાઇનું કામ નથી. માટે તું તારાં ગળગળિયાં કરતી, અને મને છોડ. એમાં તારૂં જાય છે શું ! કોઇ બીજા ને શોધીને લેઇ ગયાં. ક્યાં મારા ઉપરજ છાપ મરાવીને લાવી છું.

(દાસી માલતી તો અપ્સરી સામું જોતી પણ નથી, ને કહે છે)–ડાહી માના દીકરા વાણીયા કહેવાય છે, પણ જરા કાલાઘેલા ખરાજઃ તું આવીશ તોયે અવાશે, નહિ આવીશ તોય અવાશે. માટે હવે તારા આ ઘેલછાવેડા મેલી દે (એટલું કહી તેનો હાથ છંછેડે છે) જે કોઇ ભલી ભલાઇએ માનતો નથી, તો સરજોરીયે એની મેળે ઠેકાણે આવે છે, માટે નકામી વાંકી આંગળી વળાવીશ મા. તું ખાત્રી રાખજે કે ત્યાં તારો વાંકો વાળ થવાનો નથી. તને ઉન્હો વા સરખો વાય નહિ–તેનો આ મારો કોલ લે ? અમસ્યો શાને બીહી મરે છે ?

પછી બન્ને આગળ પાછળ ચાલ્યાં જાય છે (દાસી) માલતી

બારણું ઉઘાડીને અંદર લેઈ ગઇ, મેડીમાં એક સેજ ઉપર ફુલની ચાદર બિછાવી હતી, ત્યાં લેઈ જઇને વાણિયાને બેસાડયો. ત્યાં તેજાનાની ખુશબો મહેકી રહી છે. ખડકીમાંથી પવન ફડ ફડ આવે છે, અને ચાંદરણી છટકી રહી છે; એવામાં રાણી ચપળાક્ષી સોળે સૃંગાર સજીને રૂમઝુમ કરતી તેની સોડમાં આવીને બેઠી; એટલે દાસી માલતી ઉઠી મેડીથી નીચે ઉતરી ઓશરીમાં માંચી માંડીને બેઠી. દાસી માલતીના ગયા કેડે બન્ને કસુંબો કાઢીને પીધો, મીઠાઇઓ ખાધી, બીડાં આપીને મુખવાસ કીધો, ને ચોસર બાજી માંડી રમવા બેઠાં. રમતાં રમતાં ખુબ મસ્તાન થયાં ત્યારે બન્ને સેજ પાસે એક બીજાને સાચવતાં આવ્યાં, શય્યા એવી સપાટ બિછાવી હતી કે કયાંઈ ઢોળાવજ નહોતો, તેથી માથું કયાં ને પાંગથ કયાં તે દીસતુંજ નહોતું. વાણિયાએ વિચાર્યું કે મારી પરિક્ષા વાસ્તે કર્યું છે તેથી ઝટ ગુંજામાંથી એક લીંબુ કહાડીને સેજપર ફેંક્યું, તે ગબડી ગયું કે તેમના પગ કરીને બેઠા. ત્યારે રાણી ચપળાક્ષી ખોળામાં આવીને પડી. આમન સામાન છાપા મારીને વાણીયે મર્યાદા તોડી રંગભોગમાં કેટલી રાત ગઇ તે જણાઇ નહિ, અંતે તેઓ થાક્યાં પાક્યાં સુઈ ગયાં.

તે દિવસે રાજા સાહિત દોસ્તદાર ભાઇબંધોને સાથ લઇ બહાર ગોઠ કરવાને ગયો હતો, ત્યાંથી અમલમાં ઘેલો બની ઝુમમાં ને ઝુમમાં તે કયાં જાય છે તેનું ભાન નથી. માર્ગ બહુ લાંબો તેને દેખાવા લાગ્યો, ચાલતાં ચાલતાં અણુમાનીતીના ને માનીતીના સામસામા બે મહેલ આવ્યા, અણુમાનીતીના મહેલમાં કોઈ રાત્રે દીવો દીસતો નહોતો, ને આજ તે ઝગઝગાટ જોઇને ઘોડો તે તરફ વળ્યો; ત્યારે પાસવાન બોલ્યો—મહારાજ ! આતો નવલખા બાગમાં અણુમાનીતી રાણી ચપળાક્ષી રહે છે. રાજા સાહિત બોલ્યો—આજની રાત અહિયાંજ ગાળીશું. એમ કહી ઘોડાને ફેરવી દરવાજામાં પેઠો. પેલી માલતી જે ઓશરીમાં બેઠી બેઠી ચોકી કરતી હતી, તે રાજા સાહિતને જોઇ ગભરાઇ ઉઠી. હાય હાય ! "બાર વર્ષે વિવાહ તે હૈયાહોળી" એટલે આજે બાર વર્ષે રાણીને પુરૂષ મળ્યો તે સુખમાં પણ સળો ? હાય ! હાય ! બાપડી હીણુ કર્મીનો પડીયો કાણો, તો ખરેખર તેવોજ નીકળ્યો. મૂળથી દુહાગણુ તો છે તેમાં હવે શી વલે થશે ? રાણી ચપળાક્ષીની સોડમાં સોદાગર પડેલો છે ને રાજા ઉપર ધસ્યો જશે ત્યારે કેરજ થશે; તો હવે સર્વેનો બચાવ કરવો મારે હાથ છે. એક પળ નકામી ખોઇ તો મહેલમાં સર્વેનું આવી બન્યું.

માલતી—ખમા ! ખમા ! બોલતી ઝટ રાજાની પાસે દોડી આવી

કહેવા લાગી, અહિં બીરાજો. એક અંધારૂં અને બીજો રાજાની આંખમાં નીશો, તેથી આ અવાજ રાજાના કાનમાં પડતાંને વાર તેણે આંખો ફાડીને સામું જોયું હવે દાસી દીવો ટપકાવી આવીને બોલી, ખમા ! ધણી ખમા ! પૃથ્વીનાથ આપ ની જો આજ્ઞા હોય તો મેહે-લપર જઇને મારી બાઇને જગાડું.

રાજા સાહિત—અહીં કોણ છે છોડી ?

દાસી માલતી—આ નવલખો મ્હેલ છે. અને માનીતીનો મ્હેલ તો એ રહ્યો.

રાજા સાહિત—આજ તો અહિંજ વાસો રહીશું.

દાસી માલતી—(હાથ જોડીને) આપ અહી કોઇ દીવસ પધાર્યા નથી, અને આજ બાર વર્ષ વીતી ગયાં. તો તે દીવસનો મારી બાઇએ શૃંગાર કોઈ દીવસ પહેર્યા નથી ને હજી પણ વસ્ત્ર અળગાં મેલી સુઇ ગયાં છે ને નિદ્રાવશમાં કેવાં સુતાં હશે તે દેખી આપ તેના સામું પણ જોશો નહિ, ઘડી આપ થંભો તો મારી બા-ઇને દુહો કહીને જગાડું.

રાજા સાહિત—અરે છોડી ! સાચી વાત કહે, હું ઘોડા સહિત ત્યાં ઉભો તારો દુહો સાંભળું છું કે તું કેવો કહે છે.

એક પગ હેઠો અને બીજો પેગડામાં મેલ્યો. એક હાથે હોકો ધરી બીજા હાથે વડે માથું ટેકીને રાજા ત્યાંજ ઉભો રહ્યો, ને દાસી માલતી મોટા સ્વરથી બોલી:—

દુહો—કડી ખટકી લગામની, હણુહણ્યો કેકાણ;
ચોકમાં મોજડી ચમકી, સખી આવ્યા નાવ સુજાણ.

રાજા સાહિત બોલ્યો—વાહ ! દાસી વાહ ! બડી ચતુર છે ને ! પછી તો અશીણની ઝુમ લાગી તેમાં અરધી કલાક ગઈ ! રાજા જાગ્યો, ત્યારે મહેલના દાદરા ઉપર ચડવા માંડયું ત્યારે (દાસી) માલતી ગભરાઈ ફરી બોલી.

દુહો—એક કળી તેને દો ભમર, દોનુકું લાગી પ્રીત;
શી વીતી ને શી વીતસે, પગતરે ચડયો ખચીત.

પછી રાજાને રોકી કહ્યું, પૃથ્વીનાથ ! મારી બાઇ હજી જાગ્યાં નહી. હુકમ હોય તો હું જગાડી શૃંગાર સજાવું. પછી આપ પધારવા લાજમ છો, રાણી સુતાં હોય ને રાજા જાય એ કાંઇ રાજાનો ધરમ નહિ, રાજા રાજવંશી રીતી પ્રમાણે પાછો રોકાયો ને માલતીને ઉપર જવાની રજા આપી.

આણીગમ રાજા સાહિતનું નામ સાંભળતાં વારેજ ( રાણી

ચપળાક્ષી ઝબકીને ઉઠી ને વાણીયાને ઉઠાડયો કે રાજા પધાર્યા ? વાણીયાના તો ટાંગા ટુટવા માંડયા—કે મારી મારીને રાજાના ઘરમાંજ મેં પગ નાંખ્યો, ત્યારે જીવી જીવીને તે જીવવાનું કેટલું ? મોત માથે ફેરા મારતું જણાય છે. તેના મ્હોં ઉપર રંગ છવાઇ ગયો, ઢંગ તો બગડી ગયો, અને બાવરો બની ઘેલછા કરવા લાગ્યો. રાણી ચપળાક્ષીએ વાણીયાને ધમકાવ્યો કે ખબરદાર ! તેં તારી વાત જાણી ? ને કોંઈ બીહીનો તો ! ( તેને તરવાર દેખાડીને )—હવે રાણી ચપળાક્ષીની સજ્યા ઉપરથી રોજ સવામણ ફુલ ઉતરતાં હતાં તેનો ઢગલો પડેલો છે, તેમાં વાણીયાને ઢાંકી ઢમોરીને ચુપચુપ પડી રહેવા કહ્યું. પછી રાણી ચપળાક્ષી સોળે શૃંગાર સજીને બની ઠણીને સર્વે ઠેકાણે ઝાકઝમાળ કરી મેલ્યું. પલંગના કુસણુ તાણ્યા ને રાજા સાહિતને તેડી લાવવાની દાસી માલતીને આજ્ઞા કરી.

( દાસી ) માલતી હાથમાં મસાલ લઇને આગળ ચાલી ને રાજા સાહિત પાછળથી ચડે છે, રાજા સાહિત માંહે આવીને પલંગ ઉપર બેઠો, રાણી ચપળાક્ષીએ તેની અર્ઘ પાદ્ય પુજા કરી ચંદન ચર્ચ્યું ફુલના હાર ગજરા પહેરાવ્યા, રાજા સાહિતના પાદ પ્રક્ષાલી ચર્ણોદક લેઇ માથે ચડાવીને પીધું. પછી તેની આરતી ઉતારી મોતીએ વધાવ્યો. ત્યાર બાદ રાણી ચપળાક્ષીએ કસુંબો કહાડી પોતાને હાથે રાજા રાહિતને પાયો. તે ઉપર બરફી, પેંડા, મિઠાઇ આદિનો ઢુંગો કર્યો. છેલ્લે તંબોળ આપીને પોતે પંખો લેઇને બાજુથી વા ઢોળવાને ઉભી. રાણી ચપળાક્ષીની આટલી બધી સ્વામી સેવા જોઇને રાજા સાહિત ખુશ થઇ ગયો. વળી આ માનીતી હીરણાક્ષીના મેહેલમાં કોઇ વેળા આવો સત્કાર થયેલો યાદ હતો નહિ. તેમ તે આના જેવી મર્યાદાશીલ અને ભાવિક નથી, એવી પુર્ણ તેની ખાતરી થઈ; તેથી તેને પોતાની ભૂલનો પસ્તાવો પ્રાપ્ત થયો. નિશાએ કરીને રાજા સાહિતના ડોળા લાલચોળ સરખા થઇ રહ્યા છે. તે ઝુકતે ઝુકતે બોલ્યો, અરે દાસી ચોસર બાજી લાવ ? ખેલીયે ! દેખીયે આજ રાણી ચપળાક્ષીની ચતુરાઇ ?

દાસી માલતીએ ત્યાં એક મ્હોટો વેલ બુટ્ટાનો બસરાઈ ગાલીચો બિછાવ્યો. સમી ગોઠવીને ત્યાં બાજી માંડી.

હવે રાજા સાહિત હેઠે ઉતરી ઇસને એઠીગણુ દઇને બેઠો રાણી ચપળાક્ષી સામે આવીને બેઠી પણુ તેના પેટમાં ફગડગો પેઠો કે રાજા સાહિતની નજર વાણીયાની સામે છે, તે રાજા સોગઠી મારશે ત્યારે તે ધ્રુજશે તો પછી અંતરપટ ઉઘડી જશે, માટે પ્રથમથી કાંઇ યુક્તિ

કરવા સારૂ રાણી ચપળાક્ષી હાથ જોડી લાવણ્યતા સાથે બોલી પ્રાણુ-વલ્લભ! મારા પ્રાણ પ્યારા—આપની હાથ મિલવણી થયા પછી રંક કિંકરીને બાર વરસમાં આજે ઇશ્વરની કૃપાથી સંસારનો લ્હાવો મળશે, આપ બેલવટ ખેલવા બેઠા છો સહી, પણ દાસીના દીલમાં એક અંદેશો આવે છે તે આપની આજ્ઞા હોય તો કહું.

**રાજા સાહિત**—તું બહુ શાણી છે, ચતુર છે, તારા દિલનો અંદેશો કહે?

**રાણી ચપળાક્ષી**—પૃથ્વીનાથ! આપની કુંભ રાસ તો આપની જન્મરાશ ચંદ્રમાં છે ને આપ તેને પીઠે રાખી બેઠા છો, જોગણી સન્મૂખ છે, તો મને આપ જીતશો નહીં, પ્રથમ આજે આપ મહેલમાં પધાર્યા છો તો આપનો જય ને મારી હાર થાય તો સારી વાત.

**રાજા સાહિત**—(હસીને) રાણીજી! શું તું ટીપણું ભણી છે! તે રાણી ચપળાક્ષીએ કહ્યું કે હા ત્યારે રાજા કહે કે એવી વાતમાં આટલી ગ્લાની શું કરે છે? આટલું બોલી રાજા ભોળા ભાવે ઉઠીને સામેની બાજુએ આવી બેઠો, તેને ઓઠીગણને વાસ્તે રાણી ચપળાક્ષીએ મશરૂનો તકીઓ લાવી મેલ્યો. પછી રાણી ચપળાક્ષી તેના ચરીત્રમાં નિર્વિઘ્ને પાર પડી, તેથી મનમાં ખુશી થઇને રાજા સાહિતની સામે વાણિયાની તરફ મ્હોં રાખીને બેઠી. રમત ચાલી તેમાં રાજા સાહિતના દાવ ઉપર દાવ પડે છે. રાણી ચપળાક્ષીની સોગઠી મારતાં રાજા સાહિત ઉપરાછાપરી-મારી! કરી પોકારી ઉઠે છે; રાત ભાગી થઇ છે, ને વળી ફરતી બહાર આવી રહી છે. તેમાં પડઘા ગાજી રહ્યા છે, તેથી પેલો વાણીઓ ફુલમાં સીકડાઇને બેઠો હતો તે બ્હીને સણુસણુવાથી ધ્રુજવા લાગ્યો, તેથી ફુલો ખરી નીચે ગબડી પડ્યાં; તે જોઇને રાણી ચપળાક્ષી (મનમાં) આણે તો ગજબ કર્યો ને! રખેને કાંઇ કેર થાય! એને ધીરજ આપવી જોઇએ; પણ બોલાય કેમ! વારૂ સમસ્યામાં સમજાવું—

**દુહો**—ભમર કાચી કળીમાં લપટાયો, હવે થરથર કંપે કાં,
અમૃતનો રસ ભોગવી, મરણું ભાગો ડરે કાં!

રાણી ચપળાક્ષીની વાણી સાંભળી સોદાગર સમજીને પાછો છાનોમાનો બેસી રહ્યો. રાજા સાહિતને આનો મર્મ નહિ સમજાયાથી તેને વહેમ પડયો તેથી બોલ્યો જે રાણીજી આ ધાવ શું કારણ ઉપર કહો!

ચપળાક્ષી રાણી-પૃથ્વીનાથ (ગળામાંનો હાર દેખાડીને) મારા કોટમાં હાર છે, ઉદરમાં કમળ છે, ને કમાનમાં ભમર છે. એ આ

છાતી ઉપર આવ્યો તે કંપી ઉઠયો કે જ્યારે રાજા રાણીની છાતી ઉપર હાથ નાંખશે, ત્યારે મરી જઇશ, પછી ચતુરાઇ લડાવીને આગળ બોલે છે જે તે ભમર મારી છાતી ઉપર રહી મહાદેવની પ્રાર્થના કરે છે, કે અંતને સમયે મારૂં રક્ષણ કરે. તેને અભય આપીને મહાદેવે મસ્તકે ચડાવી ઠેઠ ગંગાદ્વારે સ્થાપ્યો છે. આવા અચળ આસનપર તેનાથી નિરાંતે બેસાતું નથી, તે ત્યાં ધ્રુજ્યા કરે છે, કારણ કે રાજા સાહિતના હસ્તકમળની પુજા મહાદેવને ચડશે ત્યારે તે બિચારાની મહેનત ખોવાઈ જશે.

અર્થાત્ મારા સ્તનરૂપી મહાદેવના ઉપર તે આવી ગયો છે, અને બહાર નીકળવા સારૂ તે ફુલમાં રહી સણસણાટ અને ગુંજારવ કરે છે. 'તથા પ્રાર્થના કરે છે કે હવે આ બંધથી છોડાવે. સ્તનને મથાળે ફરતું કાળું ધાબું તે મહાદેવની જટા, ને તે ઉપર દૂધ નીકળવાની ડીંટડી તે ગંગાદ્વાર. રાજા ભક્ત થઇને આવ્યો છે એટલે રાજા સાહિબને અંગેઅંગ કામ વ્યાપી રહ્યો છે, તે સ્તન મર્દન કરશે, તેથી છાતીએ ચોપડેલું ચંદન ઉખડી જવાનું અને ફુલ દબાણમાં આવેથી ચોળાઈ જવાનું–તેમાં ભમરો મરશેજ.

રાજા સાહિતના લક્ષમાં આનો છાંયો કાંઇક પડવાથી તેણે કહ્યું કે હારને દૂર કર. ત્યારે રાણીએ હાર કહાડીને ખીંટીએ લટકાવ્યો પછી હસતી હસતી આવી, રાજાની સોડમાં વૃક્ષવેલીની માફક બેઠી. આલિંગન દેઇ ચુંબન કરતામાં રાજાની નજર રાણીના ગાલ ઉપર પડી, તેથી તરછોડીને ક્રોધ કરી મ્યાનમાંથી તરવાર કાઢીને "કુત્તી! આ નહોર કયાંથી પાડી આવી છે?" રાજાનો નિશો પણ ઉતરીને સુમારે આવ્યો છે તેથી રાણી ચપળાક્ષી આગળ ને રાજા સાહિત તરવાર લઇને વાંસે દોડયો, એટલે ચતુર દાસી માલતી (મનમાં) આણે તો ખર ધાર્યું તો એવું વિચારીને વચમાં પડીને બોલી:—

મારે મારે મારંતો મરે, મુજ વારતાં ગઈતી પરે;
નાના કરતાં આવી ધસી, ને કમળ લેતે ભમરે ડસી.

હે રાજા સાહિત! આજે ઉકળાટ બહુ થયો હતો તેથી ફુલના ઢગલા તરફ હાથ લાંબો કરીને ) પરામાં સરોવર કાંઠે દેરી સ્નાન કરવા ગયાં. ત્યાં કમળ ઉગેલાં જોઇને રાણી ચપળાક્ષીએ મને ફુલ તોડવા કહ્યું. મેં ના કહી કે બાઇ! ભમર નીકળે તો કરડી ખાય ત્યારે પોતે જઇને નલિનમાંથી ફુલ તોડયાં, તે મેં ઘણુંએ વાર્યાં પણ સાભળેજ શેનાં? તેવામાં ભમરો ઉડતો ઉડતો આવી રાણીના ગાલને કમળ સમજી તેનાપર જઇને બેઠો. રાણીએ આઠનાદિ ખુશબો-

દ્રાર ઔષધી મરદન કરી હતી, તેની પ્રેમજાળમાં તેણે ભોળવાઇને ડંખ મારેર્યો, માટે રાણીને સારી પેઠે મારો તો ફરીને મારૂં વાર્યું માનશે.

દાસી આવી મનોરંજક વાત સાંભળીને રાજા ખુશ થઇને ઓશિયાળો થઇ ઉભો ને રાણી ખડખડ હશી પડી. રાજાએ પોતાના હાથનાં પોંચી સાંકળાં વિગેરે ઉતારી દાસીને શિરપાવમાં આપ્યાં તે લઇને દાસી ચાલી ગઇ, ને રાજા રાણીએ બાકી રહેલી રાત પ્રેમયુદ્ધથા સજ્યા સુખમાં પુરી કીધી.

અણુમાનીતી ચપળાક્ષીના નવલખા મહેલમાં શું શું દુહા બોલાયા તે પેલી માનિતી હીરણાક્ષીએ સરવે સાંભળ્યા, અને ત્યાંનો સઘળો ઓચ્છવ જોયો તે તેનાથી ખમી શકાયું નહિ, તેથી પરોઢિયે બારીએ બેઠી બેઠી બોલે છે. બારે વરસે ગોદાવરી આવી તેમાં શી મલકાતી હશે? કેમ અગાડીના દિવસ વિસારી મુક્યા કે? ઝુરી ઝુરીને કષ્ટવત થઈ ગયેલી હાડમાળને તો ઝંખતી નથી. આજે રાજા મદ્યપાનના આવેશમાં મારગ ભૂલ્યો, તો તે મહેલમાં ગયો નહિ, તો મારે ત્યાંજ આવનાર હતો—એમ મનસુ વાત કરીને દુહો બોલી:—

દુહો—આંબો ફળે પરવાર થકી, મવડ ફળે પત્ત ખોઇ;
રસ જે કો પિયે ઉસમેં, અક્કલ કહાંસે હોય,

શોકનાં કઠોર વેણ સાંભળી રાણીની છાતી ભરાઈ આવી. આંખમાં આંસુ લાવી હુસકાં ખાતી ખાતી બોલી કે પૃથ્વીનાથ! શોકયનાં મેણાં ખાવાં પડે છે તે સાંભળ્યાં? પોતે ગરવ કરી આંબો બની છે અને મને તુચ્છ મહુડો ગણી કાઢે છે અને તમે જે હમારો રસ પીધો તેને મુરખને તોલે ઠરાવે છે. કહોતો જવાબ આપું, પછી વળતો દુહો બોલી—

દુહો—હું બલિહારી ઉન રૂખડા, જેને ફળે દીવા બળંત;
પાને ઘેબર નીપજે, મને મારો રૂડડો નાવ મિલંત.

રાણી ચપળાક્ષીનું ડહાપણુ અને તેનો ભાવ જોઇને રાજા તેના ઉપર મોહિત થઇ ગયો, ને તેને છાતી સરખી દાબી ગોદમાં લઇને તેનું સમાધાન કર્યું.

હવે રાત્રીને વિશે પેલા વાણીઆએ બજારમાં ખરીદ કરેલો સામાન વાણોતર સાથે મોકલાવ્યો. તેણે ઘેર જઈ તેની સ્ત્રી પ્રેમમતીને સોંપીને કહ્યું કે શેઠ જરા ચોકમાં ગયા છે, તે હમણાં આવતા હશે શેઠાણી પ્રેમમતીએ સપાટા સાથે બત્રીસો રસોઇ બનાવી ને તેત્રીસાં શાક વઘાર્યા ઘણે વરસે તેનો વર મુસાફરી કરીને તે દહાડે આવ્યો છે. નહાવાને સારૂં ઉન્હાં પાણી મુક્યાં છે. રસોઇના ઘરમાં રંગોળી

ચિત્રી છે. અગરબતિયો સળગાવી છે; ખાને ખાને સુશોભિત રંગેલા પાટલા મુક્યા છે. તેની પાસે લહેજતદાર થંડા પાણી ભરી લોટા લોટી ઉપરા છાપરી ગોઠવ્યા છે. તેની સામે બાજઠપર રૂપાની થાળમાં પકવાનાદિ પીરશી તૈયાર કરી મોકલ્યાં છે કે રખેને ધણી આવે ને વાર લાગે. ઘણીવાર થઇને ધણી આવ્યો નહિ, ત્યારે ઉચ્ચાટ કરતી ઘડીએ ઘડીએ તે બહાર આવી અટારીએથી જીવે છે, અને પાછી ઘરમાં જાય છે. કારણ કે ચુલા ઉપર કાંઇ બળી જાય નહિં, આમ ફેરાઆંટા ખાતાં ખાતાં તેના હાથ પગ થાકી ગયા ચઉટામાં ખબર કાઢવા માણસોને મોકલ્યા હતા, તેઓ પણ નીરાશ થઇને પાછાં આવ્યાં. અમારો શેઠ-તમારો ધણી, ઇશ્વર જાણે કયાં ગુમ થઇ ગયા છે! અમે શોધી શોધીને સઘળે થાકયા, બારે વરસે શેઠ આવ્યા, તેથી રખેને રસ્તો ભુલ્યા હોય ? તેથી ફરી વળ્યામાં અમે કશી બાકી રાખી નથી. અંતે રસ્તામાં લોકોની આવજા બંધ પડી. કોઇ હુરતું ફરતું દેખાતું નથી, રાત પાછલી પહોર રહી, પણ શેઠ આવ્યા નહિ, અને આવવાની આશા પણ પળે પળે ઓછી થઇ ત્યારે સર્વના મનમાં કુતર્ક ઉત્પન્ન થવા લાગ્યા. આખરે અબળા તે અબળાજ! આ બધું સાંભળીને અને જોઇને તેની છાતીએ ધીરજ તુટી ગઇ ને તે એકદમ પોક મેલી રડી ઉઠી કલ્પાંત કરવા લાગી! અંતે વાણું વાયું, ત્યારે તેને સુજ્યું કે આની ખબર રાજા સાહિતને કરવી, અને તે મારે જાતેજ જઇને કરવી જોઇએ. મને અબળા જાણીને તેના મનમાં વહેમ આવશે તો ધાવ પહોંચાડશે એવું વીચારી પંડે મહા પોકાર કરતી, ભોય ઉપર શરીર પછાડતી રાજાના મહેલ આગળ આવી. તે વેળા રાજા સાહિત ઓટલે બેસીને દંતધાવન કરતો હતો. અને રાણી ચપળાક્ષી તેની પાસે ઉભી રહીને પાણી આપતી હતી. તેની નજર પેલી હાયપીટ કરતી આવતી તરૂણીપર પડી કે રાણીએ તરત ઓળખી લીધી જે રખે આ વાણીઆની સ્ત્રી હોય! તેના ધણીનો આખી રાતનો વિયોગ પડયાથી એણે પાંપણ પણ મેળવી નથી, પણ એ ચતુર નારી જણાય છે, તેથી હવે એને સમસ્યામાં ચેતાવું. જેથી તે પોતાનો સઘળો શોક મુકીને પાછી ઘેર જાય. અને કદાચ રાજા પુછે તો એને જે કહેવાનું હોય તે ફેરવી નાંખે—

દુહો—હે ભમરી તું કાં રૂદન કરે, તારો મધુકર મુવો પંજાણ;
પ્રાહ ફાટે પરગણુ ભયે, તેરા મધુકર મિલેગા આણ.

અર્થાત કેઃ—બાઇ તું કાં રૂએ છે? તારો ધણી મુવો ન જાણ, પણ પહોર દિવસ પછી જયારે રાજા સાહિત કચેરીમાં જશે, ત્યાર પછી છોડી મેલીશ તે તારે ઘેર આવશે.

રાણી ચપળાક્ષીની વાણી સાંભળીને તે પાછી ગઈ કે પાણી અહીંજ મૂવાં છે. મારી શોકય રાણીએજ મારા ધણીને ઘાલેલો છે. હવે ચિંતા નથી. હું એમની એમ પાછી જાઉં એ ઠીક નહિં. રાણીએ શું જાણે કે વાણિયાં પણ કેવા હોય છે. માટે બે શુકન કહેવાં તો ખરાં. પછી પ્રેમવતી બોલીઃ—

દુહો—ન માર્યો હોય તો મારજે, એ નર એંડા શવાય;
જીન ઘર કસ્તુરી નિપજે, એનું મન ધંતુરે જાય.

અર્થાત—હે રાણી! જો એને તેં ના માર્યો હોય તો મારજે કારણ જેને ઘેર હું કસ્તુરી જેવી છું, તેનો ધણી તારા જેવી ધંતુરાને સુઘવા કેમ ગયો?

રાજા સાહિત આ તમાસો જોઇને કહે છેઃ—રાણી શું કહ્યું? તમે એને ને એ તમને શું કહેતી ગઇ, પણ આમાં કાંઇ ભેદ છે, એ સ્ત્રી રડતી આવીતી તેણે શું કહ્યું અને પાછી કેમ ગઇ?

ત્યારે રાણી ચપળાક્ષી હસીને બોલી કે મારે તેને કહેવાનું હોય શું? કોઇકનું સંબંધી મરી ગયું હોય ને રડે તેમાં મને શું હોય? પણ મેં તો કાલે જે ભમરો મારા હારમાં ગુંથાયો છે, તેની આ ભમરી તમારા માથાપર ભમ્યા કરે છે, તેને કહ્યું કે હવે તું શાને બણબણતી રૂદન કરે છે? તારો ધણી ભમરો મુઓ નથી પણ કમળમાં કેદ પડેલો છે. તે હમણાં સૂરજ ખીલશે, ત્યારે આપોઆપ તને આવી મળશે.

રાજા સાહિતતો આ રાણી ચપળાક્ષીની વાત સાંભળીને સમજ્યો કે રાણી બડી રંગીલી અને ખબરદાર છે, કે હરેક જંતુને પણ સલાહ અને સુખ આપે છે. પછી તે નીત્ય નીયમ કરીને સમય થયો, ત્યારે દરબારમાં જવા નીકળ્યો તે વેળા રાણી ચપળાક્ષી આવી છેડો પકડી બોલી—હમણાં હું જવા નહિં દઊં? દઇવ જોગે પારસ હાથે આવ્યો તેને હું હવે વ્હીલો મૂકનાર નથી. રાણી ચપળાક્ષીનો આવો અપૂર્વ પ્રેમ જોઇને રાજાએ નિત તેના મેહેલમાં આવવાનો કોલ આપ્યો એટલુંજ નહિ, પણ ખજાનાની કુંચીઓ વગેરે મંગાવીને તેને સોંપી.

રાજા સાહિતના ગયા કેડે રાણી ચપળાક્ષીએ વ્હેવારિયાને

બ્હાર કાઢયો. આખી રાત ફુલમાં પડી રહેવાથી તેના હાથ પગ વળી ગયેલા જોઈ તેને તેલ ફુલેલાદિ ચોળી નવરાવી-નવાં વસ્ત્રાભૂષણુ આપી નીચે સુધી વળાવીને કહ્યું કે-વ્હેવારીયાજી હવેથી આ મ્હેલ તરફ કોઇ દિવસ જોશો નહિ ને જે વાત બની તે યાદ કરશો નહી.

---

## ઠાકોર પ્રેમસિંહ અને સજીવન કરેલી તેની સ્ત્રી રૂપસુંદરિ.

**अलस्कटनिपुरगंजुघोषा । नासाढग्रमुक्तानयनाभिरामा ॥**
**नसेवितोयेनलुंजरावेणी । वृथागतंतस्यनरस्यजीवितम् ॥**

અર્થ—જેની પાતળી કમર છે, પગના ઝાંઝરનો ઝણુકાર થઇ રહ્યો છે, નેત્રાભિરામ તથા નાકે મોતીની વાળી નથની સાથે શોભા આપી રહી છે, માથાના કેસ જાણે ફણીધર (પન્નગ) શીર પર ઝુલતો હોયની ! એવી પ્રિયા જેણે સેવી નથી તેણે આ જગતમાં વૃથા જન્મારો ગુમાવ્યો છે.

એક ન્હાના સરખા સાહિતપુર ગામમાં પ્રેમસિંહ કરીને એક ઠાકોર રહેતો હતો, તેને સ્ત્રી રૂપસુંદરી વચ્ચે ઘણો પ્રેમ હતો તેઓને એના સીવાય દુનિયામાં ત્રીજો કોઇ પણુ સાથે સંસર્ગ નહિ હતો. ઠાકોર પ્રેમસિંહ પોતાની સ્ત્રી રૂપસુંદરીને એટલો તો ચાહતો હતો કે તેને પોતાના દિવાનખાનામાંથી અળગી કરી જરા પણુ વિયોગે સ્વાધીન થઇ શકતો નહિ. તે પોતાના જાન કરતાં પણુ પ્યારીને વધારે ગણુતો જેમકે:-

સારંગે સારંગ ગ્રહ્યો, સારંગ આયો ધાય;
મનકો સારંગ મેં રહું દિલકો સારંગ જાય.

પણુ તેમની પ્રીતિ ઝાઝા દિવસ સુધી વિશેષ રહી નહિ. તેમના સુખમાં ઇશ્વરે એક મ્હોટો દુઃખનો પહાડ નાંખ્યો. અને રજપૂતાણી રૂપસુંદરી બીમાર પડીને સ્વર્ગ સ્વાધીન થઇ. પોતાની પ્યારી સ્ત્રી રૂપસુંદરીના મરણુનો જખમ ઠાકોર પ્રેમસિંહના દિલમાં એવો વાગ્યો કે તે ઘડી સુધી બેશુદ્ધ રહ્યો. લોકો પોક મેલતા આસપાસથી ભરાયા અને રૂપસુંદરીને બાળી નાખવાને લેઈ જવાના ઇરાદાથી વાંસ દુણી વગેરે મંગાવ્યાં ત્યારે ઠાકોર પ્રેમસિંહના મનમાં જુદા જુદા તર્ક થવા લાગ્યા કે હાય ! હાય ! શું મારી વહાલી રૂપસુંદરીને બાળી નાંખશે ? પછી તેણે પોતાની સ્ત્રી રૂપસુંદરીને એકદમ બાંધ ઉપર ઉઠાવી અને સપાટાબંધ દોટ મૂકી, તેથી થોડી

વારમાં તે ક્યાં ગયો તેની કોઇને ખબર પડી નહી. તે રાનની મોટી ઝાડી વટાવીને બેભાનમાંજ એક મ્હોટા પહાડ ઉપર ચડી ગયો, અને એક શિખર આગળ આંબાના વૃક્ષ હેઠે રૂપસંદરીનું મડદું વિસામી તે સાથે પોતે બળી મરવાનો વીચાર કર્યો, તેના આખા મ્હોં ઉપર દિલગીરી છવાઈ રહી. તેની લાલ આખ્યો ઇશ્વિરના આકાશી વાદળાં તરફ ક્રોધથી ફરકતી હતી. આ વખતે તેની ખુબસુરતીએ પોતાનું રૂપ ફેરવી તેને ભયંકર રાક્ષસ જેવો બનાવી દીધો હતો. તેણે બળી મરવાનાજ ઇરાદે પહાડ ઉપરથી સુકાં સુકાં લાકડાં વીણી લાવી ખડકલો કર્યો, અને તેની ચીતા ખડકી પછી પોતાની સ્ત્રી રૂપસુંદરીને લઇને પોતે અંદર સુઇને જેવો દેવતા સળગાવે છે એટલામાં "હાં—હાં" એમ મોટો અવાજ તેને કાન પડયો; ત્યારે તે ફરી ચમક્યો કે પાછું અહીં કોણ અટકાવવા સારૂં આવ્યું છે? તે આસપાસ જોવા લાગ્યો તો તેની સરત એક મોટા દીગંબર જોગીરાજની સામે પડી. જોગીરાજે પાસે આવી પૂછ્યું કે બચ્ચા કયા કરતાહે! ઠાકોર પ્રેમસિંહ કહે મહારાજ બળી મરૂં છું, જોગી કહે કયા સબબ? પછી પ્રેમસિંહ ઠાકોરે રૂદન કરીને પોતાની સઘળી વાત કહી, તે સાંભળી જોગી બોલ્યો— બચ્ચા તેરા સચ્ચા પ્રેમ હે કે કચ્ચા? જો સચ્ચા પ્રેમ હોવે તો પાણીકી અંજળી ઉસકેપર છાંટ; ઓર તેરી આધી ઉમર ઉસકુ બક્ષીસ કર.

વાંચનાર! જે પોતાની સ્ત્રીના મરણથી એકાએક ગાંડો થઇ આ દુનીઆનું સઘળુ સુખ ત્યાગ કરી તેની સાથે બળી મરવાનો ઇરાદો કરતો હતો, તેણે પોતાની મૃત સ્ત્રી સજીવન થાય એવો ઉપચાર અચાનક હાથથાં આવ્યો, ત્યારે તેને કેટલી ખુશી ઉત્પન્ન થવી જોઇએ? તે એકદમ ચીંતામાંથી ઉઠયો અને જટાધારીને પગે પડયો. બાવાએ મંત્રીને તેના હાથમાં એક ખોબો પાણી આપ્યું અને તેના ઉપર છાંટવાને કહી પોતે અદ્રસ્ય થયો. જ્યાં તેણે પાણી છાંટયું. કે પેલી સ્ત્રી રૂપસુંદરી અખંડ જોતની મિશાલે ઉઠીને બેઠી થઇ. અને પોતાની નાગના જેવી વીખરાએલી વિશાળ વેણી હાથમાં લઇને પુછેછે જે સ્વામીનાથ! હું અહિં ક્યાંથી? તમે કોઇપણ દીવસ મને તમારા દીવાનખાનાની બહાર સૂર્યનું કિરણ સરખું જોવા દીધું નથી; અને આજે આ ભયંકર પહાડ ઉપર ખુલ્લા આસમાનની વચ્ચે કેમ આણી છે? પ્રેમસીંહ બોલ્યો—પ્યારી આશુક તું ગભરાઇશ નહિ; હીમ્મત પકડ.

હમણાં હું તને જે વાત કહીશ તે તારા માનવામાં નહી આવે. પ્યારી! તું તો મરી ગઇ હતી, અને તને બાળી નાખવા લઇ જવાને સઘળાઓ વિચાર કરતા હતા, એટલામાં હું તારૂં મડદું લઇને જુસ્સાભેર અહિં નાસી આવ્યો ને તારા પ્રેમની ખાતર તારી સાથેજ મેં અહીં બળી મરવાનો ઠરાવ કર્યો જે મેં આ લાકડાં ખડકયાં છે (લાકડાં તરફ આંગળી કરીને) તે તેટલાજ માટે હતાં પણ એટલામાં એક મહા પ્રતાપી અબધુત જોગીએ મને અટકાવ્યો અને એક અંજળી ભરી આપી તારા ઉપર છાંટવાને કહ્યું ને પોતે અલોપ થઈ ગયો. મેં તે પ્રમાણે કર્યું કે તું બેઠી થઇ છું. પ્યારી! મેં તારા પ્યારને ખાતર બાવાના કહેવાથી મારી અરધી ઉમ્મર તને બક્ષીસ કરી છે. ઠાકોર ઠાકોર પ્રેમસીંહની વાત રૂપસુંદરીને સત્રણી ફીતુર જેવી લાગી ને પોતે નિંદ્રામાંથી જાગૃત થઇ હોય તેમ જાણ્યું. પણ પતી તેને શા ઇરાદાથી અહી લાવ્યો હશે તે વીશે જુદા જુદા તર્ક કરવા લાગી. અને તેમાં તેની બુદ્ધિ ફરી તેનું મન જે આજ દીન સુધી તેને જ ચહાતું હતું. તે તેણે બીજી તરફ ઉછાળા મારવા માંડયા, અને તેનો ધણી ઘણો જુઠો ને પાખંડી દીસવા લાગ્યો, પણ ભોળો પતી જે તેના પ્રેમમાં ડુબેલો હતો તેને તેની કાંઇ ખબર પડી નહી, તેણે પોતાની સ્ત્રી રૂપસુંદરીને કહ્યું કે પ્યારી! હું શ્રમથી થાકી ગયો છું, માટે મને તારા ખોળાના સુખાસનમાં જરા શીર મુકી આરામ કરવા દે, એમ કહી તે તેના ખોળામા સુતા, અને શ્રમથી થાકી ગયેલો હોવાથી પોતાનીજ પ્યારી રૂપસુંદરીના ખોળામાં સુવાના સુખની ઓરજ લહેજતથી તેને તરત નિંદ્રા આવી. રૂપસુંદરીને બાળવા લઇ જવાને માટે તેને એક ઝીણું મલમલનું કપડું પહેરાવ્યું હતું, તથા તેના નાગરૂપી ચોટલામાં થોડાંક છુટાં છુટાં ફુલ ગુથ્યાં હતાં તેની સુગંધથી ભમરોનું ટોળું કમળ ઉપર જતું ભુલાઇને તેના માથા ઉપર છત્ર કરીને બણુબણવા લાગ્યું. તેથી તે તેમના તરફ હસીને જુવે છે, એટલામાં તેના દાડમના દાણા જેવા દાંત જરા જરા બહાર દેખાયા. તે દેખીને એક પોપટ ઠગાયો, અને તેના હોઠ ઉપર દાડમ જોણીને ચાંચ મારી ગયો. તે રૂપે કરીને પહાડના ઉપર સુંદર વનદેવીના જેવી વીરાજતી હતી. એટલામાં કોઇ સુલતાનબેગ કરીને શાહજાદો શિકાર કરવાને નીકળેલો ત્યાં આવી ચઢયો. તેની અને રૂપસુંદરીની નજર એક થઇ. સુલતાનબેગ જો તે ચતુર હતો તો પણ આ તે કોઇ રંભા હશે, કે મૃત્યુ લોકની સ્ત્રી હશે, એમ પારખવાને તેને કાંઈપણ સાધન જડયું નહીં. તેણે શીકારને આગળ જવા દીધો

અને પુતળાની માફક પેલી સ્ત્રીના સન્મુખ ઉભો રહ્યો. જે કામદેવને કવીઓ કહે છે. કે પેલા સ્મશાનવાસી મહાદેવે બાળી નાખ્યો છે, તે આ વખતે સજીવન થયો. શાહજાદો હરણને મારવા માટે પોતાની પાસે જે બાણ હતું તે વાપરવું ભુલી ગયો; પણ હીરણાક્ષીને મારવાને પોતાનું નેણરૂપી વક્ર બાણ છોડયું. રજપૂતાણીએ પોતાની પ્રેમરૂપી ઢાલથી તે ઝાલી લીધું, અને આશકને મળવાને જે સ્ત્રી આતુર હોય ને જેને કવીઓ મુદીતા નાયકા કહે છે. તે રૂપ તેનામાં પ્રગટ થયું. શરમથી અને પેલો સુતેલો માણસ સાંભળે તેથી તેઓ મ્હોઢેથી તો ચુપ રહ્યાં, પણ તેમના હાથને નેત્ર ચુપ રહ્યાં નહી. સુલતાનબેગે સાન કરી કે તેણે પોતાના પતિનું માથું જાળવીને એક પત્થરની શીલા ઉપર અડાડી દીધું. અને સુલતાનબેગ સાથે ઘોડા ઉપર બેસી તેના શહેરમાં રવાને થઈ.

પતિ પાસું ફેરવવા ગયો કે પેલી શીલાનો કકડો ગગડી હેઠો પડયો, તેથી તેનું માથું નીચે પછડાઇ તેમાંથી લોહી નીકળ્યું. તે જાગી ઉઠયો, ને જુવે છે તો પોતાની સ્ત્રી રૂપસુંદરીની શોધ કરવાને ચાલ્યો તે ફરતો ફરતો બે વર્ષે જે શાહજાદો સુલતાનબેગ તેની સ્ત્રી રૂપસુંદરીને હરણ કરી ગયો હતો ત્યાં ગયો, ત્યાં તેને ખબર થઇ કે શાહજાદો સુલતાનબેગ કોઇ ખુબસુરત રૂપસુંદરી નામની સ્ત્રી દપટાવી લાવ્યો છે. તે પોતાનીજ હશે એમ તેને લાગવાથી તેણે અજીતબેગ બાદશાહ પાસે જઇ ફરીયાદ કરી. અજીતબેગ બાદશાહે સુલતાનબેગ શાહજાદાને બોલાવ્યો. ત્યારે સુલતાનબેગ શાહજાદાએ તેના પતીને હશી કહાડયો, જે પ્રેમ વીના પ્યારી થાય નહિ. આની સુરત જુવો. (તેનું રૂપ વિયોગથી બળી ગયું હતું) ને પછી એની જુવો. તે એની સ્ત્રી રૂપસુંદરી કયાંથી ? તે તો ઇદ્રની રંભાના જેવી રૂપવાન છે. તેને આવા પુરૂષને માટે ઇશ્વરે ઘડી હોય એમ તમે દરિઆફ કરશો તો તે સૃષ્ટિ નીયમથી પણ ઉલટું થશે. તેને મેં મારી પટરાણી કરીને સ્થાપી છે ને મહેલમાં દાખલ કરી છે, ત્યાં મર્યાદ તોડીને બાહેર બોલાવાય નહિ ! તે સાંભળી પેલા પ્રેમસિંહ દુખીયા રજપુતે ઘણી તકરાર કરી પણ તે બધુ ધુળ ઉપર લીંપણની પેઠે વૃથા ગયું ત્યારે અંતે મ્હોટો ઘાંટો કાઢીને કહ્યું—અજીતબેગ પાદશાહ તમે ખરાજ ન્યાયી હો. તો મને બાયડી જોઈતી નથી, પણ મેં જે તેને મારી અમુલ્ય અર્ધ ઉમ્મર બક્ષી છે તે પાછી અપાવો ! આ સાંભળી બધા હસ્યા, પણ

પેલાએ તો જકજ લીધી. ત્યારે સુલતાનબેગ શાહજાદો કહે—ભાઇ ! તારી એકપણ ચીજ હમારે હરામ છે. દુઃખીઓ કહે મારે તેની કે હમારી સાથે કાંઇ વેર નથી, પણ તે મારી સ્ત્રી રૂપસુંદરી સાથે સદાના છુટા છેડા થતી વખતે મને એક વારજ તેણુ મેળો કરવા દો, ને એટલુંજ તેને બોલાવો "જે તેં મને તારી અર્ધી ઉમ્મર બક્ષી છે તે જા પાછી આપી" તો બસ છે. અને પછીથી તમારા રાજ્યમાં એક પળવાર પણ ઉભો રહી તમને તસ્દી આપીશ નહીં તે સાંભળી અજીતબેગ બાદશાહને તેના વચનની કેટલીક અસર થઇ, અને તેની યોગ્ય શરત ન્યાયના આધારે કબુલ કરવી પડી. પણે શાહજાદા સુલતાનબેગે તારી સ્ત્રીને મહેલમાંથી બોલાવી. તે મોરની મીશાલે આવી હસતી હસતી બોલી કે હે પરદેશી તું કોણ છે, તે હું જાણુતી નથી. છતાં તું બીજાની સ્ત્રીનું ચીત્ત વેધરૂપ સાંભળી ગાંડો થયો છે શું ! પ્રેમસીંહ ઠાકોરે તેના બોલવાના વચન ઉપરથી જાણ્યું કે સ્ત્રી મારી તો ખરી પણ વંઠી ગઇ છે. ઉમ્મર પાછી આપવાનું કહ્યું. તેનીજ તે બોલી કે મૂરખ ! ઉમ્મરતે કયાંઇ અપાતી હશે, પણ તું ગાંડો થયો છે તારા જેવા કુતરાઓની તો હું પરવા કરતી નથી, તો પણ જ્યારે અજીતબેગ બાદશાહનો તારે વાસ્તે આગ્રહ છે તો કહું છું કે "તેં મને તારી અર્ધી ઉમ્મર બક્ષી હોય તો તે પાછી લે !" તેટલું સાંભળી તેનો પતી ચાલતો થયો, પણ પેલી સ્ત્રી રૂપસુંદરી ધબ લેઇ મુડદુ થઇને પડી ! ! તે વખતે ભરાએલી સઘળી સભા વિસ્મય થઈ. પણ પેલા દુઃખી પતીએ આ દેખાવ જોયો નહીં; કારણ કે તે ત્યાંથી નીકળી ગયો હતો, તેની ખબર રાજાને મળીજ નહીં.

આ દેખાવ જોઇને પેલા સુલતાનબેગ શાહજાદાની આંખમાંથી લોહીનાં આંસુ પડયાં. જેને બે વરસથી પોતાની પ્યારી અને ઈમાનદાર સ્ત્રી ગણુતો તેની બેવફાઇ ઉપર તિરસ્કાર છુટયાથી તે તેના મડદા તરફ હવે નજર પણ કર્યા સીવાય ચાલ્યો ગયો ને અજીતબેગ પાદશાહે તેની લાશ ઢોર ઉચકનારાઓ પાસે ફેંકાવી દીધી.



## ઉકલો કોળી અને તેની સ્ત્રી રૂડકી.

**તાંબુલરાગૈઃકુસુમપ્રકર્ષૈ સુગંધતૈલનવવાસિતાયાઃ ।**
**નોમર્દિતોયેનકુચાનિયાં । વૃથાગતંતસ્યનરસ્યજીવિતમ ॥**

**અર્થઃ**—પાન બીડી ખાવાથી અધર જેના હિંગલોકીયા થઇ ગ-

એલ છે, શીશ ઉપર ફુલની વેણી આવી રહી છે, વળી આઠે અંગ વિશે અત્તરની ખુશબો મઝા દેખાડે છે, એવી વીલાષણીના કુચનું જેણે રાત્રીએ મર્દન કર્યું નથી તેણે આ જગતમાં વૃથા જન્મારો ગુમાવ્યો છે.

પાટણ શહેરમાં કોળીઓની વસ્તીમાં ઉકો અને તેની બઇરી રૂડકી રહેતાં હતાં. આ બન્ને માંટી બઇયર ખેતીનો ધંધો કરતાં ઉકલો દારૂડીયો અને રૂડકી છિનાળ, એટલે તે બન્નેને દરરોજ લડાલડી ચાલે તેમાં શું પુછવું ? એક દિવસ સાંજે બન્ને ખેતરમાંથી ઘેર જતાં હતાં તેવામાં રસ્તામાંથી આવતો એક બાવો તેને ભેળો થયો, અને પુછવા લાગ્યો કે, આ શહેરમાં હું કોઇને ઓળખતો નથી, માટે મારે રાતની રાત રહેવું છે તો આપને ઘેર જરા જગ્યા આપો તો તમને ઘણું પુન્ય થશે. તેણે કહ્યું કે સાંજની વેળાએ જે આવે તેની બરદાસ ચાકરી કરે. તે મુવા પછી દેવતાનું સ્વરૂપ પામે છે. ઉકલો તે સાંભળી તેની સ્ત્રી રૂડકીને કહે છે, અરે તું આ પરોણાને ઘેર તેડી જા, ને સીધું સામાન આપજે. હું આપણે માટે દારૂ અને માંસ લેવા જાઉં છું, માટે બે ઘડી વાર લાગશે. તે સ્ત્રી છિનાળ હતી એટલે તેને મન ગમતી વાત થઇ. પછી બાવાને સાથે લઇને હસતી હસતી ઘેર જાય છે. કહ્યું છે કે, જે સ્ત્રી છિનાળ છે. તે અંધારી રાત, એકાંત સ્થળ ને ધણી બહાર ગએલો જેઇને હરખ પામે છે. જે સ્ત્રી વ્યભીચાર કરવા પારકા પુરૂષ પાસે જાય છે તેને પલંગ પર સુવું, નરમ બિછાનું ને પોતાનો સ્વામી એ સઘળાં વાનાં ગમતાં નથી. જેનું વ્યભીચાર ઉપર ચિત લાગ્યું તે સ્ત્રી પોતાના કુળની લાજ લોકો ભુડું કહે છે. પોતાના શરીરને ધકકો લાગશે વિગેરે કાંઇ જોતી નથી. કેમકે ( **कामांधोनैवपस्यंती** ) પછી રૂડકી બાવાને લઇને ઘેર ગઇ અને આરામ આપી બાવાજીને કહ્યું કે મહારાજ ! હોંશીયારીથી રહેજે. મારે કંઈ કામ છે તે તરત જઈ આવું છું. એમ કહી ઘરમાં ગઇ, સોળે સંગાર સજી બની ઠણીને પોતાના યારને મળવા બહાર નીકળી, એવામાં દારૂ પીને ઝુલતો ને લડથડીયાં ખાતો ખાતો રસ્તામાંથી પોતાનો ધણી સામો આવે છે તેને જોઇને નાસતી નાસતી પાછી ઘેર આવી, અને સંગાર ઉતારી નિરાંતે બેઠી ઉકલે તેને રસ્તામાંથી નાસતી જોઈ તે વારે તેને ભારે ક્રોધ ચડયો, અને ઘેર આવતાં વાંતજ તેને પુછેછે કે રાંડ કયાં ગઇ હતી, કયા માંટી પાસે ગઇ હતી તે સાચે સાચું કહી દે. તે બોલી કે અરે ! પીટયા હું કયાંય નથી ગઇ, તું દારૂ પીને એ શું બકે છે, શરમાતો નથી ! છાકટો થઇ લડથડીયાં

આતો ભાન વગર બક્યા કરે છે. એમ એક બીજાને ઘણી ઘણી લડાલડી ચાલી, એટલેથી પણ બંધ ન વળતાં છેવટ મારામારીપર આવ્યાં, તેમાં ઉકલે દારૂના આવેશમાં ૨–૪ લાકડી એવા તો જોરથી મારી કે સ્ત્રી નરમ પડી તેમ તેમ ઉકલો જોશમાં આવ્યો ને છેવટ ઓટલાના થાંભલા સાથે બાંધી મુકીને પછે પોતે સુવા ગયો. કેટલીક રાત ગયા પછી તેના રોજના નીયમ પ્રમાણે જઈ શકાયું નહીં પણ જવા માટે અનેક પ્રકારની ગોઠવણ કરી જાઉં તોજ ખરી, એવો વિચાર કરે છે. બીજી બાજુ તેનો વહાલો યાર મોડી રાત સુધી રાહ જોઇ બેઠો છે, અને છેવટ તે નજ આવી ત્યારે બેની બેનપણી વાળં-દાણી કુટણીને તેડવા મોકલી. તે આવી સંકેતથી કહે છે કે બેન તેં એ શું કર્યું યાર તારી વાટ જોતો ક્યારનો બેઠો છે. તો હવે તરત ચાલ, એટલે તે બોલી રે બેન મારી તો આ દશા છે. હું ઘણી ક્યારની આવવા વિચાર ગોઠવું છું, પણ પીટયાએ મારીને મારાં હાડકાં ભાગી નાખ્યાં છે, એવી વેદનામાં કંઈ સુઝતું નહોતું. હવે તું આવી એટલે બધી પંચાયત મટી. હવે તું કહે તેમ કરૂં, પેલા મારા રડયાને ટુંકો કરી નાંખ્યા પછે બીજી વાત કરજે. એટલે કુટણી બોલી કે, એમ તેનું કામ કાઢી નાખવા તારો વિચાર હશે તો તેમ કરતાં કેટલી વાર? પણ તે આ વખત નહી, કેમકે રાત ઘણી ગઇ છે. વળી યાર તારી વાટ જોતો ઘણીવારથી બેઠો છે, એટલે હું કહું તેમ કર, તને છોડી તારે ઠેકાણે મને બાંધી તુ યાર પાસે સુખે જઇ રંગ રમી યારને રાજી કરી આવ. પછે તેણે તેમ કર્યું, અને રૂડકી યાર પાસે ગઇ, ઘડી બે થઇ એટલે ઉકલો ઉઠયો, અને બઇરીને કહે છે અરે રાંડ! તું આજ પછી જો બહાર નહીં જશે ને સામું બોલી કજીયો નહીં કરે તો તને છોડીશ. તે સાંભળી વાળંદાણી કાંઇ બોલી નહીં કે રખે મારો શબ્દ સાંભળશે તો ઓળખાશે, ઉકલો તેને ફરી ફરીને વારંવાર પુછે છે, પણ સ્ત્રી કાંઇજ નથી બોલતી. તે વારે વળી ફરી વીનવી બોલાવે છે તો પણ તે એકની બે ન થઈ તે વારે તેને ઘણી રીસ ચડી ને ક્રોધના આવેશમાં છરી લઈ તેનું નાક કાપી નાખ્યું, ને વળી પાછો સુવા ગયો. રૂડકી તેના માનીતા યાર પાસેથી હરખભેર પાછી આવી પોતાની બેનપણી વાળંદાણીને પુછે છે કે બેન તને સુખસાતા છે? તે બોલી નાક વગર સઘળું સારૂં છે. હવે મને અહીંયાંથી છોડ, કે હું મારે ઘેર જાઉં, નહિતર બીજું કાંઇ ખોઇશ. પછી કોળણ રૂડકીએ તેની આસવાસના કરી દીલગીરી બતાવી તેને છોડીને પોતે બંધાણી થોડીવાર પછી રૂડકી કોળણ કશાગ્રહ કરી પોતાના

ધણીને હાંક મારી કહે છે કે, અરે મૂર્ખ તને ધીક્કાર છે. જે તું હું સરખી પતીવ્રતાને પણ છોડવા ચુકયો નહીં. પણ યાદ રાખજે કે જો ખરી છું તો આ વખત તને પારખું બતાવું છું. ઓ ઇશ્વર જગતકર્ત્તા દેવતાઓ. સૂર્યનારાયણ, આપની સાક્ષીએ જો મેં પારકો પુરૂષ મનમાં લાવી તેનાથી ભાષણ કરેલ હોય તો મને બાળી ભસ્મ કરો. નહિં તો મારૂં નાક જે આ મારા દુષ્ટ પતીએ કાપ્યું છે તે પાછું તેમનું તેમ થાઓ. એમ મોટા જોરથી બોલી ઇશ્વિરની પ્રાર્થના કરવા લાગી હોય તેમ ઢોંગ કરી ઉકલાને કહે છે કે, અરે પાપી ! હવે જો મારૂં નાક તેમનું તેમ થયું કે નહીં તું મનમાં શું જાણે છે. અરે દુષ્ટ હું ચાહીશ તો તને એક પલકમાં બાળી ભસ્મ કરૂં એવું મારૂં પતિવ્રતાપણાનું સત્ય છે, તે વારે ઉકલો દીવો લેઇને જુવે છે તો તેનું નાક પહેલાં સરખું દીઠું. ત્યારે અચરત પામ્યો, અને તેને છોડીને પગે પડયો ને ધણી આજીજી કરી માફી માગી બોલે છે કે અરે તું સતી ખરી, મને કાંઈ ભ્રાંતી રહી નહીં. તને મેં નાહક દુઃખ દીધું તેને માટે મારો ગુન્હો માફ કરજે. ફરીથી તારી વાત કોઈ દીવસ નહી કરૂં ને તને છેડીશ નહી; તારી મરજી પડે તેમ કરજે.

આ સઘળી બીના પેલો બાવો જે રાત માટે પરોણો થઈ આવ્યો તેણે આ બધો તમાસો જોઇ કહે છે કે સ્ત્રીનાં ચિત્રો અપાર છે. એને કોઈ કળી શકે નહીં. માટે સ્ત્રીઓ સાથે ઘણો સ્નેહ રાખવો નહી. ધણી સત્તા આપવી નહી, તેના ભરોસાપર કાંઇ કામ કરવું નહી જે પુરૂષ સ્ત્રીના વિશ્વાસથી રહે છે તે સ્ત્રીલંપટ થાય છે તેની શોભા તે પાછી રહેતી નથી. સીંહ સરખા વિકાળ ને હાથી સરખા મહોટા તેવા જે મોટી બુદ્ધિના પુરૂષોને પણ સ્ત્રીએ હલકા ગણ્યા છે. એવો બેઠો બેઠો વિચાર કરે છે આણીગમ પેલી વાળંદાણી કુટણી પોતાને ઘેર ગઈ અને વીચાર કરવા લાગી કે, હવે શું કરવું ને મારા ધણીને શું કહીને મોઢું દેખાડું. એ કાંઈ છુપુ રહેશે નહીં એવો વિચાર કરે છે તેટલામાં મળસકું થયું, ને તેનો ધણી વાળંદ ઉઠી ઝાડે જંગલ જઇ આવી દાતણ પાણી કરે છે તેટલામાં હજામત કરાવનારા બે ચાર ગ્રાહકો તેડવા આવ્યા કે વાળંદે લુગડાં પહેરી બારણા આગળથી પોતાની બઇરીને કહ્યું કે, અરે સાંભળસ કે મારી કોથળી લાવ મારે કામે જવું છે, તે સાંભળી વાળંદીએ એક અસ્તરો લાવી આપ્યો તે જોઈ તેને ઘણી રીસ ચડી અને અસ્તરો તેના અંગ ઉપર ફેંકી દઈ બોલ્યો કે, અરે રાંડ ! મેં કોથળી માગીને અસ્તરો લાવી આપ્યો એથી શું તારૂં નાક કાપું એ વેળાએ વાળંદાણી ઘરમાંથી પોકાર

કરતી બહાર નીકળી અને લોકોને કહે છે કે, અરે જુવો, જુવો, આ પાપી પીટયાએ મારૂં નાક કાપ્યું. હાય, હાય! હવે હું શું કરૂં મને તમે એના હાથથી છોડાવો નહીં તો એ મારો જીવ લેશે. તે સાંભળી તે લોકો દોડયા ને મોટો ઘોંઘાટ થતાં ઘણાં માણસો ભરાયાં ને સરકારી માણસ પણ આવ્યાં. તેઓએ તે વાળંદને પહેલાં તો સારી પેઠે સોટા બાજી કરી પછી બાંધીને રાજા પાસે લઇ ગયા તે રાજાની સભાના બેસનાર અમીર ઉમરાવ અને મુત્સદીઓ તેને પુછે છે રે મુર્ખ દુષ્ટ, તે વગર ગુન્હે આ સ્ત્રીનું નાક શા માટે કાપ્યું વાળંદે આ આ ગુન્હો કર્યો નહોતો. અને તેની ઉપર અકસ્માત તોહોમત આવતાં ગભરાટમાં વિચાર કરવા લાગ્યો કે હવે શો ઉત્તર આપવો. એમ વિચારમાં મુઢ જેવો બની ગયો છે કાંઈ બોલતો નથી. તેટલામાં સભાસદો કહેવા લાગ્યા કે સાહેબ એ ગુન્હેગાર છે માટે તેને શિક્ષા આપવી જોઇએ. આથી તે નીર્પરાધીને લાંબી મુદત કેદ તથા દંડની બન્ને શીક્ષા ફરમાવી આ બધી બીના કોળીને ત્યાં બનેલી અને પેસે બાવે જોએલી તેથી તે નીરપરાધી વાળંદની ઉપર ગુજરેલા જુલમની દયા ખાતર રાજાની સભામાં સવીસ્તર હકીકત જાહેર કરી, જેથી રાજ્યસભાએ તેના પુરતા પુરાવાથી નીર્દોષ વાળંદને છોડી દીધો, અને તેની સ્ત્રી કુટણી વાળંદાણીને ગુન્હેગાર ઠરાવી બીજી શીક્ષા નહીં કરતાં માત્ર ગામમાંથી કાઢી મુકી.



## જયદેવ અને તેની સ્ત્રી જારમતી.

करतुरिकाकुमचंदनैश्च । सुच चिंतावाडगुरुपुपितांडबरा ॥
उरःश्थलेनोलुठितानिशायां । बृथागतंतस्यनस्यजीवितम ॥

અર્થઃ—કસ્તુરી, અગર, ચંદન, કંકુ એવી ચીજોનો જેણે લેપ કરેલો છે અને સુગંધને માટે અગરથી ચિરને ધુપ દીધેલો છે એવા ચતુર સ્ત્રીની છાતી જેણે રાત્રીએ દાબી નથી તેણે આ જગતમાં વૃથા જન્મારો ગુમાવ્યો છે.

કનોજમાં કેશરીસીંહ ને જયદેવ નામના બે ગરીબ રજપૂત ભાઇઓ રહેતા હતા. જયદેવનું સાસરૂં મણીપુરમાં હતું, તેની સ્ત્રીને હજુ આણું કર્યું નહોતું. તેના મોટા ભાઈ કેશરીની સ્ત્રી ઘેર રહેતી હતી. તેથી રસોઇ પણ તેજ કરતી, એક દીવસ બંને ભાઇઓ

જમવાને બેઠા હતા, તે વખતે કેશરીની સ્ત્રી કાંતિમતી કઢી પીરસવા આવી, તેને જોઇ જયદેવે કહ્યું-ભાભી! આજ કાંઇ કઢી સારી થઇ નથી. ભાભીએ છણુકો કરી કરડાકીમાં કહ્યું-દીયેરજી! સારી કઢી મારી દેરાણીજી ઘુમકારીને મૂકશે! જયદેવ ભાભીનું મ્હેણું પગથી તે માથા સુધી લાગ્યું, તે તરતજ હાથ ધોઇને ઉભો થયો અને પોતાના ભાઈના વાર્યા છતાં એકદમ ઘોડે પલાણી ચાલી ગયો કેશરીએ તેને સ્ત્રી કાંતિમતીને ઘણોજ ઠપકો દીધો, અને પોતાના ભાઇની પાછળ દોડયો પણ જયદેવ તો ગયો તે ગયોજ:—

જયે રેવંત પલાણુયા, સાસરે તેડના જાય,
ઝટપટ વહેલા પધાર્યા, મને ખરી વમાસણ થાય.

જયદેવ ઘોડેસ્વાર થઇ પોતાના સસરાના શહેરમાં ગયો. સસરાને ખબર પડી કે જમાઇ આવે છે તેવોજ તે સામા તેડવા આવ્યો, અને ઘણા આદરસત્કારથી પોતાને ઘેર તેડી ગયો, જમાઇને એક પોતાના અલાયદા દીવાનખાનામાં ઉતારો આપ્યો, અને કસુંબા પાણી વિગેરે પાઇને જમાઇની ખુબ ખાતરી કરી, તેણે પોતાની સ્ત્રીને કહ્યું કે આજ જમાઈ પધાર્યા છે, માટે રસોઇની તાકીદ કર. સ્ત્રીએ તરતજ બત્રીસી રસોઇ અને તેત્રીસું શાક કર્યાં. રાઠોડ જમ્યો અને રાત પડી કે પોતે મેડી ઉપર સુવા ગયો. તેની પછવાડે તેની સ્ત્રી જારમતી આવી ને તેના પલંગ ઉપર બેઠી, જયદેવ જાગતો હતો, પણ સ્ત્રીની પરીક્ષા જોવાને સારૂ પોતાના મ્હો ઉપર લુગડું ઢાંકી કપટનિંદ્રા કરીને સુઇ રહ્યો! જારમતીએ તેના ઉપરથી પછેડી કાહાડી નાંખી ને જોયું તો પોતાના પતી જયદેવનાં નસ્કોરાં બોલતાં માલમ પડયાં, સ્ત્રીને વ્યભીચારનો ચડસ ગણો હતો, તે કોઈ લકડનાથ બાવાની સાથે તન્મય થઈ રહી હતી પોતાના પતીના આવવાને લીધે અત્યાર સુધી તે તેની પાસે જઈ શકી નહોતી, તેથી તેનું મન ઘણુંજ આકુળવ્યાકુળ થઇ ગયું હતું. જ્યારે તેણે જાણ્યું કે ઠાકોર જયદેવ ઉંઘે છે, ત્યારે તેણે ગુપચુપ બાવાજી લકડનાથને મળી આવવાનો ઠરાવ કર્યો કેમકે જો હું આજ નહીં મળીશ તો કાલે મારે સાસરે જવું પડશે તો બાવા લકડનાથનો વીજોગ રહી જશે. એમ વિચાર કરી તેણે વીરકચ્છ વાળ્યો, અને એક ખુણે પોતાના પીતા હમીરસીંહની ઢાલ તરવાર હતી તે હાથમાં લીધી ને સરરર લેતી નીચે ઉતરી, અને કરરર કરી દરવાજાની સાંકળ ઉઘાડી મહેલ બહાર નીકળી જયદેવ જાગતો હતો તેણે મનમાં કયાસ કર્યો કે હું જોઉં તો ખરો જે એ

ક્યાં જાય છે ? અને તે સ્ત્રી શું કરે છે ? એવા વિચારથી તેણે પણ પોતાની બુકાની બાંધી દીધી, અને કછોટો કશી હાથમાં ઢાલ તરવાર લઈને તેની પાછળ પડયો, રાત્રી અંધારી હતી. સ્ત્રી ચાલીને નગ્ર બહાર નીકળી, તે એક વગડામાં આવી, ત્યાં આસપાસ તમરાં અને કંસારિયોના ભયંકર અવાજ નીકળી રહ્યા હતા, કોઈ કોઈ વખત પવન આવતો તેને લીધે ઝાડનાં પાંદડાં ખડખડતાં હતા, જે સાંભળી કાચા પોચાના મનને તરતે ભૂતની અસર થયા સીવાય રહે નહી. એવું ભયભીત વેરાન વીટાવી તે સ્ત્રી આગળ ચાલી. સ્ત્રીની હીમ્મતને માટે તેના ધણીના મનમાં ઘણા ઘણા વીચાર થતા હતા, અને તેણે પણ તે જયાં જાય ત્યાં જવાનો મનસુબો કર્યો, આગળ જતાં મ્હોટા વીશાળ વડ આગળ આવી. ત્યાં આગળ નવ ચોર બેઠા હતા, તેમણે જાણ્યું કે આ કોક આપણું ભક્ષ આવ્યું છે, તેથી તરત તેના સામા આવ્યા ઠાકોરે વેગળેથી ચોરને દીઠા તેવો તે છુપાતો ક્યાસ કરવા લાગ્યો કે રાંડ કયાં જવાની છે—હવે તેની આબરૂ વેરાઈ જશે કાંતો તેને ચોર હરણ કરી જશે, કે કાંતો તેનાં લુગડાં લતા લઈ કહાડી મુકશે. જોઈએ છીએ હવે એ શો પેચ લડાવે છે. એટલામાં પેલા ચોર આવી જારમતીને કહેવા લાગ્યા કે તારૂં ઘરેણું વીગેરે ઉતારીને અમને આપ. નહીતો આ તરવારનો ભોગ થા ! જારમતીએ કહ્યું—વીરા રહો, હું મારૂં ઘરેણું આપું છું એમ કહી તેણે પોતાનું સઘળું ઘરેણું કાઢી આપ્યું. તેણે જરીયાનનો ચરણીયો પહેર્યો હતો તે ઉપર ચોરની સરત પડી અને બોલ્યા જે આ ઘાઘરો કોના સારૂ રાખ્યો છે—કહાડી આપ ! તે બોલી વીરા ! હું અબળાનો અવતાર છું માટે તમે આડું જોઈને ઉભા રહો તો કહાડી આપું તે સાંભળી ચોરો પુંઠ કરીને ઉભા કે તેણે તરવાર કહાડી નવેનાં માથાં ઉડાડી દીધાં. તે જોઈ પેલો ઠાકોર જયદેવ કંપવા લાગ્યો કે આ સ્ત્રી શું ન કરે.

ચોરોને મારીને પેલી સ્ત્રી જારમતી પાછું પોતાનું ઘરેણું સજીને આગળ ચાલી તો એક સાંકડી નેળ આવી તેની અંદર વચ્ચોવચ મોટો વાઘ બેઠો હતો. ઠાકોરે જાણ્યું કે હવે રાંડનો સપાટો નીકળી જવાનો છે અને તેને તેના પાપની શીક્ષા કરવાને ઇશ્વરે આ વીકાળ તેના કાળને પ્રેર્યો છે; હમણાં વાઘ મારી નાખશે તો ટાઢા પાણીએ ખસ જશે. શું તેનો પીર આવે પણ તોપણ તે ઉગરે કે ? એમ વીચાર કરે છે, એટલામાં સ્ત્રીએ તરવાર ખેંચીને બીજા હાથપર રૂમાલ વીંટીને વાઘને હાંકોટયો, હઠ કુતરા રસ્તો દે ! વાઘ તોં તોં કરતો

ઉપર ધસ્યો, તેવોજ સ્ત્રીએ તેને એકજ તરવારના ઘાથી પુરો કરી નાંખ્યો. ઠાકોર જયદેવ અજાયબ થઇને બોલ્યો, અરે રાંડતો અહીયાં પણ ના મરી ! પછી તેણે નિશાની રાખવા વાઘના કાન કાપી લઇ પોતાની ઢાલના ભંડારીયામાં મુકયા, ને પાછળ ચાલ્યો.

આવી બહાદુરીથી વાઘને ઠેર કરીને રજપુતાણી આગળ ચાલી. ત્યાં મહી નદી ચારે કાંઠે ભરાઈ છે. બાવા લકડનાથની મઢી સામે કાંઠે છે, તેથી નદીમાં ચડતું પુર જોઇને તે જારમતી વીચાર કરતી ઉભી. તેના ધણી જયદેવે જોયું કે હવે તેની હીંમત રહેવાની નથી. આટલી વખત તો તેણે હીંમત વાપરી; પણ આ ઠેકાણે તેનું કાંઇ ચાલી શકે તેમ લાગતું નથી, પણ એટલામાં તો સ્ત્રીએ તરવારને પોતાના દાંતમાં ઘાલી અને ઢાલને એક હાથમાં ઝાલી, જયસતી કરીને નદીમાં પડતું મુકયું, અને સડેડાડ તરીને સામે કાંઠે ચાલી ગઈ. જયદેવ તેની પાછળ બીજે જ્યાં ઉતાર હતો ત્યાંથી નદી ઉતરી ચાલ્યો, અને ઝટપટ તે સ્ત્રી કને જઇ પહોંચ્યો, નદી પાર ખેતરવા ઉપર બાવા લકડનાથની મઢી હતી, ત્યાં પેલી સ્ત્રી આવી અને ઝાંપી ઉઘાડવા ઘાંટા કહાડયા. બાવા લકડનાથે કહ્યું રાંડ અભી આઇ ! જારમતિ બોલી મહારાજ મારો ધણી મને આણું કરવા આવ્યો છે. તેથી વાર થઇ બાવા લકડનાથે કહ્યું કુછ ફીકર નહી. ભાંગ ઘુંટ; ઓર મેરેકું પા. પછી તેણે ભાંગ ઘુંટીને બાવાજીને પાઇ, અને ગાંજો પણ ચલમ ભરીને પાયો. પછી બન્ને જણાં રંગભોગ રમી વાતો કરતાં પલંગમાં સુઇ રહ્યાં. ઠાકોર જયદેવ જેવી સ્ત્રી પેઠી તેવોજ વાંસે વાંસે ગુપચુપ મઢીમાં દાખલ થયો, અને બાવા લકડનાથની ખાટલી નીચે ધીરે રહી લાંબો થઇ ભરાઇ બેઠો જયારે તેણે જાણ્યું કે બન્ને જણ ભર ઉંઘમાં પડયાં છે. ત્યારે તે તરવાર ખુલ્લી કરી સાચવીને ઉભો થયો. અને બંનેને ઝટકાવવાનો ઇરાદો કર્યો, પણ પછી સ્ત્રી હત્યા ન કરવાનો વિચાર આવ્યો, તેથી ધીરે રહીને બાવાનું માથું કાપી નાંખી નજીકમાં એક તાડનું ઝાડ હતું તેની ટોચ ઉપર જઈ ચઢી બેઠો, થોડીવારમાં બાવાના લોહીના વહેવાથી સ્ત્રી જારમતી જાગી ઉઠી ને આસપાસ જોવા જાય છે તો કોઇ મળે નહીં. તે ચારે દિશા એ ચાર કોસ સુધી મારનારને ખોળવા ફરી વળી. કોઇ ન દીઠું ત્યારે તે નિરાશ થઇ અને નદીમાંથી હાથમાં જળ લઇને બોલી-હે બાવા લકડનાથ ! ચારે ચૌદે, જે વખતે તને મારનારો મને મળે, તે વારે તારૂં વેર ન લેઉ તો હું રજપુતાણી નહીં !

કીણે મારાં હેણું હર્યાં, કીણે કીધી કેડ;
પત રાખુ પરીયાતણું, શીશ કાપું સમશેર,

પછી કૃત સંકલ્પ કરીને–હોંહોં ! કરી ચોગરદમ તરવાર ફેરવવા માંડી, એટલામાં તે તરવાર એક નીચેના ઝાડના ડાળાને અથડાઇ તેથી તેનો બે તસુ કકડો ઉડીને ઠાકાર જયદેવ જ્યાં તાડપર બેઠો હતો તેનો તાડછામાં ભરાઇ ગયો. પછી બાવાને લેઇને દાટવા ગઇ. ત્યારે રજપૂતે પેલી તરવારની કવચ. કહાડીને પોતાની ઢાલના ભંડારીયામાં મુકી છાનો માનો ત્યાંથી સ્ત્રીના આગમચ નદી ઉપર આવ્યો. તેણે પોતાની તરવાર ધોઇ નાખી, અને ઘર આગળ આવી તાપ કરી હાથ અને પગ તપાડીને પાછો ઢાલીયામાં ઉંઘવાની મીષે સુઇ રહો. થોડીકવાર કેડે સ્ત્રી આવી, અને તેને શક પડયો કે વખતે ધણીએતો નહીં માર્યો હોય ? તેથી જારમતીએ પીછોડી ઉંચકી તેનું અંગ તપાસ્યું તો ઉનું દીઠું, જેથી તેને કાંઇ પણ શંકા રહી નહીં, પછી જારમતી પણ તેની સાથે સહી રહી, બીજે દિવસે સવારમાં જયદેવ એકદમ સ્ત્રીને લીધા વીના પોતાને ઘેર ચાલ્યો ગયો ઘેર આવ્યો ત્યારે કાંતીમતી ભાભીએ પુછ્યું કે મારી દેરાણી કયાં છે ? ત્યારે જયદેવે કહ્યું કે ભાભીજી એ સ્ત્રી કશા કામની નથી. ભાભી કહે કેમ કામની નથી ? તેનો વાંક હશે કની ? કે કાંઇ તેમાં ખોડ ખાંપણ જોઈ ? તે સાંભળી જયદેવ પોતાના બળતા પેટે બોલ્યો:—

એ ભાભી ના દીઠી ખોડ, કે ના ખાંપણ જાણ;
એ સ્ત્રી ઘેર લાવીએ, નિશ્ચે ઉપજે હાણ.

તે સાંભળી ભાભી સમજી તો ખરી, પણ તેના મોઢે અથથી તે ઇતી સુધી કહેવરાવવા પુછ્યું કે શું થયું તે તો કહો પછી મર્મમાં બોલજો. હું તો તમારા મર્મમાં સમજતી નથી, ત્યારે ઠાકારે અથથી તે ઇતી સુધી સ્ત્રીની સઘળી વાત કહી સંભળાવી, ભાભીએ કહ્યું કે હશે હોય ! ફીકર નહીં, તેને ઘર આગળ તેડી લાવો તેના પેટથી જે પુત્ર થશે તે બાદશાહથી તરવાર બાંધે એવો જોરાવર થશે:—

હરામી ગાય કો બછેરા, છીનાલ રાણુકો પુત;
ઓ બેટા અવતરે તો, બાદશાહ શું કરે જુધ,

જયદેવે ભાભી કાંતિમતીનું કહેવું અંગીકાર કર્યું, અને ત્યાંથી સાસરે જઇ જારમતીને આણું કરી પોતાને ઘેર તેડી લાવ્યો. તેમણે ઘરસુત્ર માંડયું, કેટલી એક મુદત પછી તેને પેટે જયદેવના ત્રણ પુત્ર

થયા, તેમનાં અજીત વીજય ને જોરાવર એવાં નામ પાડયાં. એમ કરતાં ઠાકોર જયદેવ પંચાવના વર્ષના ને ઠકરાણી જારમતી પચાસ વર્ષનાં થયાં, ત્યારે એક દીવસ ઠાકોર જયદેવ નહાવાને બેઠા તે વખતે તેણે પોતાની સ્ત્રી જારમતીને કહ્યું કે જરા પેલા ઓરડામાં મારૂં ચેપાડું છે તે આપોને! સ્ત્રી ઓરત ઓરડામાં લેવા ગઇ તો કોઠીઓના ગાળાની વચમાં એક બીલાડી અંધારે બેઠી હતી તે પોતાની ચુનીયોના જેવા ડોળા ડગમગાવતી હતી, તે જોઇ સ્ત્રી એકદમ બીની "ખાધીરે મારા બાપ! એમ રાડ મેલતી પાછી ફરી, સ્ત્રીચરિત્ર કરી ઓશરીમાં ધબ લઇને પડી! જયદેવને આ વખતે તેના અગાઉના પુરાતનનું સ્મરણ થયું અને તે એકદમ ખડખડાટ હશી પડયો. તે બોલ્યો કે શું? આ સ્ત્રીચરિત્ર શાં કરો છો? રજપૂતાની બોલી—હું તો ઓરડામાં જનાર નથી. મને બીલાડી કરડે છે અને બીક લાગે છે, એમ જ્યારે સ્ત્રીએ વધારે નાજુકાઈ દેખાડવા માંડી ત્યારે તેનાથી રહેવાયું નહીં અને તે એકદમ ગુસ્સામાં બોલી ઉઠયો—

દુહો—વાઘ વડારણ જળ તરણ, નવ શીશ કાટયાં જેણ;
આજ માંઝારે બીવરાવ્યાં, વડુ વીમાસણ તેણ.

તે સાંભળી જારમતી ચેતી ગઈ, તે ભુંડી તો પડી, પણ હિમ્મત ધરીને બોલી—સ્વામીનાથ! તમે શું કહો છો? મને સમજણ પડતી નથી; તમે કહો છો તે વાત તદન ખોટી છે જયદેવે કહ્યું કે ખોટી હોય તો મેડા ઉપર તે દિવસની ઢાલ ને તરવાર મેલી છાંડી છે તે લાવ અને ભંડારીયામાં જો વાઘનો કાન અને તરવારનો કકડો પડયો છે કે નહી? સ્ત્રી ઉપર ગઈ અને જોયું તો ભંડારીયામાં વાઘનો કાન અને તરવારનો કકડો બન્ને દીઠાં. તે જોઇ તેને હાડોહાડ વ્યાપી ગઇ કે મારા ભોગી લકડનાથનું ખુન તેણેજ કર્યું. માટે હવે એને માર્યા સિવાય છોડવો નહિ. એમ કહી એજ તરવારે તે ચંડાળણીયે પોતાનો પતિ પુંઠ ફેરવીને ધોતીયું પહેરતો હતો તેવામાં તેનું માથું ઉડાવી દઇ, પોતે બુમ પાડી—કોઇ આવોરે આવો!" હાય! હાય!—મને તો ભીખ માગતી કરીરે મારા બાપ!' તે સાંભળી લોકો ભરાઇ ગયા, ત્યારે તે બોલી કે હવે તો મારે જીવવાનું કામ નથી, જ્યાં મારોપતિ ત્યાં હું. માટે એની ચીતા ખડકો તેના ભેગી હું બળી મરીશ સતીને જોવાને આખું નગર ભરાયું, અને તે પોતાના ધણીને ખોળામાં લઇ ચેહ ખડકી બળી મુઈ.

~~~
~~~

# પ્રેમચંદ અને ધોળી વહુ.

**कठोर पिनस्तनभारनम्रां । सुमध्यनामचंचलखंजनाडक्षी ॥**
**हेमंतकालेरमितानवेन । वृथागतंतस्यजीवितम् ॥**

અર્થ—અતિશય સ્તનની કઠોરતા ભારે હોવાથી સ્ત્રી વાંકી થઇ ગઇ છે. અણીદાર કમળે નયનમાં અંજન કરેલું છે, કમાનદાર ભમર છે, ચાલમાં હંસને લાજ પમાડનારી છે, એવી સ્ત્રી જેણે હેમંત રૂતુમાં ભોગવી નથી તેણે આ જગતમાં વૃથા જન્મારો ગુમાવ્યો છે.

સજ્જન નગરીમાં વેલચંદ નામે મહા ધનાઢ્ય વાણીઓ રહેતો હતો. તેને પ્રેમચંદ નામનો એકનો એક દીકરો હતો. તેને પોતાના જેવાજ શાહુકારને ત્યાં પરણાવ્યો હતો. તેથી વહુ પણ ઘેર હતી. તેની વહુનું નામ ધોળીવહુ હતું. બાપ દીકરાને રહેવાને જુદાં જુદાં પાસેજ ઘરો હતાં, પ્રેમચંદ અને ધોળી વહુ બન્ને ભર જોબનમાં હતાં. તેઓ બંને વચ્ચે ઘણી સારી પ્રીતી હતી. તેમાં ધોળીવહુનું વિશેષ પ્રાધાન્ય તેણે પોતાના ધણી પ્રેમચંદને વશ કરી લીધો હતો. તે એટલે સુધી કે વહુ જે કહે તે ઘણુંજ ખોટું હોય પણ તે પ્રેમચંદને કરવું પડે આથી ધોળીવહુ સ્વતંત્રપણે વર્તતી હતી.

એક વખતે બન્ને બાપ દીકરો વેપાર સંબંધી ઘણા જરૂરી કામ પ્રસંગે વીદેશ ગયા. પાછળ ધોળી વહુ અને તેની સાસુ એકલાં રહ્યાં ધોળીવહુ નીરંકુશપણે પોતાના માનીતા યારને દરરોજ ઘરમાં બોલાવી જાર કર્મ કરતી હતી, એ કામ તેની સાસુના જાણવામાં આવતાં પોતાની વહુની હલકી ચાલને ધિકારવા અવગણના કરવા લાગી, અને ઘણોજ ઠબકો આપ્યો, વહુએ તે ન ગણકારતાં ઉલટી કહેવા લાગી કે, જેવાં છો તેવાંજ બીજાને પણ જાણો છો. આ પ્રમાણે કેટલાએક અપશબ્દો પોતાની સાસુને કહી ધણીજ ધમકાવી જેથી સાસુને રોષ થયો, અને ક્રોધના આવેશમાં બોલી કે,—એ કુભારજા વહુને તેના યાર સહિત પકડી તેનું નાક ચોટલો કપાવી ડામ દેવરાવી કાઢી મુકાવું તોજ હું ખરી. એમ તેના અંતઃકરણમાં ઠસી આવ્યું, એથી તે દરરોજ લાગ જોવા લાગી. આણી તરફ ધોળીવહુ પોતાનું પરાક્રમ બતાવવા ગોઠવણુ કરવા લાગી. આ વાતને થોડા દીવસ વીત્યા બાદ ધોળીવહુ લુગડાં ધોવા નદીએ ગઇ. ત્યાં કોઇ છેલ પુરૂષ મુસાફર મળ્યો, તેની સાથે હાવભાવથી પ્રીતી કરી તેને પોતાને ઘેર તેડી ગઇ, ને તેની સાથે ખુબ રંગ રમી રાત્રી નીર્ગમન કરી. આ

મન કરી. આ વાતની તેની સાસુને મોડી રાતે ખબર થતાં પણ પોતાના આડોસીપાડોસી વિગેરે ઘણા એકઠા કરી કહ્યું કે, આ કુભારજા વહુએ પોતાના યારને ઘરમાં ઘાલ્યો છે, માટે પુરતો તપાસ કરી એ કુભારજા વહુની વલે કરવી, અને તેના યારને પકડી સરકાર સ્વાધીન કરીએ. એમ વીચારી એકમેકને પુછે છે. આ કોલાહલ બહાર થતો જોઇ ધોળી વહુએ પોતાના યાર પાસે ઝટ બે કાગળ લખાવ્યા, તેમાં એકમાં પરદેશ ગએલા બાપ દીકરો વહાણ સમુદ્રમાં ડુબતાં મરણ પામ્યાના ખબર લખાવ્યા ને બીજામાં બાપ દરીઆમાં ડુબી મરણ પામ્યો પણ દીકરો બચી કુશળ છે તે થોડા દીવસમાં આવશે એ એ પ્રમાણે કપટની બને કાળાખડી રચી પેલા યારને આપી તેની સાથે શીખવ્યું, કે ભાઇ દીકરાના મરણનો કાગળ બહાર લોકો ભેળાં થયાં છે ત્યાં મારી સાસુને આપજે, ને કહે જે કે હું કાસદ છું, ને આ કાળાખડી લઇ આવ્યો છું. એમ કહી તેના હાથમાં એ કાગળ આપજે અને પછી બે કલાકે પાછો દીકરો કુશળ છે પણ બાપ મરી ગયો એવો બીજો કાગળ છે તે વેશ બદલો કરી તરકટ જણાય નહિ તેમ પહોંચાડજે. એમ કહી યારને ફાટેલાં લુગડાં પહેરાવી કાસદને વેષે કાગળ હાથમાં લઇ બહાર નીકળ્યો કે લોકોએ પકડયો, પેલે યારે કાગળ બતાવી કહ્યું કે હું કાસદ છું ને કાગળ લઇને આવ્યો છું, તે તમો વાંચો, આ પ્રમાણે કહી કાળાખડીનો કાગળ આપવાથી લોકો ધીમા થયા, પણ કાગળ વાંચી જોતાં બાપ દીકરો બન્ને સમુદ્રમાં ડુબી ગયાના થોડા સમાચાર જાણી તે ભેળા થએલા લોકો ત્રાહ ત્રાહ કરી કલ્પાંત કરવા લાગ્યા અને ઘણી દીલગીરીથી કહેવા લાગ્યા કે, હાય હાય! ડોશીને અને ધોળી વહુને રખડાવ્યાં, બહુ ભુડું થયું! ડોસીએ તથા ધોળી વહુએ હાયપીટ કરી મુકી, ચોટલાના વાળ હાથેથી ઉખેડવા લાગ્યાં આ વખતનો દેખાવ ઘણો કમકમાટ ભરેલો હતો, ભેળાં થએલાં સર્વે લોકો શોકાતુર ચહેરે દીલગીરી કરતાં ઉભાં છે તેની સમક્ષમાં ધોળી વહુએ જાહેર કર્યું કે, મારે મારા ધણીની પાછળ બળી સતી થવું છે, હવે મારે જીવવું એ ધિક્કાર છે વહુ સતી થવાનું કહે છે તે સાંભળી સાસુએ પણ કહ્યું કે મારે પણ જીવીને શું કરવું છે, માટે ચીતા ખડકી બળી મરૂં, આ સાંભળી લોકોમાં ભારે શોક પેદા થયો. લેઓ આ સાસુ વહુને વારવા લાગ્યાં પણ શુદ્ધ સતી ધોળી વહુ એકની બે ન થઇને ત્રાહ ત્રાહ કરી સ્મશાનમાં જે અંબે કરતાં ચાલ્યાં. સ્મશાનમાં બે ચીતા ખડકાવી તેમાં પ્રથમની ચિતામાં સાસુએ

બેસી અગ્નીદાહ દેવરાવ્યો, ને ધોળીવહુ ચીતામાં પડવા જાય છે કે તેના પ્રથમના કાવતરાંના સંકેત પ્રમાણે કાસદ કાગળ લઇ હાજર થયો ને તે વાંચી જોતાં જણાયું કે બાપ બુડી ગયો, પણ દીકરો પ્રેમચંદ બચી કુશળ છે તે થોડા દીવસમાં ઘર તરફ આવશે. આ સમાચારથી લોકો રાજી થયા ને કહેવા લાગ્યા કે, વેલચંદ શેઠનું બહુ થયું પણ દીકરો પ્રેમચંદ બચ્યો એટલે તેનો બાપ તથા મા નસીબદાર ગણાય આ કાગળથી ધોળીવહુ કે જે પતીવ્રતા હતી તેને બળતી અટકાવી અને તેની સાસુ બળી મુઈ ડોસી બળી મરવાથી ધોળી વહુને તેના તરફનું સાલ ગયું, એટલે વળી તે નવા નવા યાર સાથે ઇશક માણી મોજ ભોગવવા લાગી. એવામાં થોડા દીવસમાં વેલચંદ તથા પ્રેમચંદ બન્ને બાપ દીકરો પરદેશથી કમાઇ પોતાને ઘેર આવ્યા. આ બન્નેને હયાત દેખી લોકો આશ્ચર્ય થયાને ને કહેવા લાગ્યા કે, તમે બન્ને દરી-યામાં બુડી ગુજરી જવાના માઠા ખબરનો કાગળ આંહી આવવાથી ધોળી વહુ તથા તેની સાસુ બન્ને બળી મરી સતી થવા તૈયાર થઇ હતી. તેવામાં બીજો કાગળ આવ્યો તેમાં પ્રેમચંદ કુશળ છે એવો કાગળ અહીં આવવાથી તેની સ્ત્રી ધોળીવહુ જીવતી રહી, ને તેની સાસુ પ્રેમચંદની મા બળી સતી થઇ સ્વર્ગમાં ગઇ. આ સાંભળી બન્ને બાપ દીકરો ઘણા દીલગીર થયા, પણ શું કરે નસીબની વાત; પરમેશ્વરના ઘર આગળ કોઇનો ઉપાય નથી એમ કહેવા લાગ્યા કોઈ દુશ્મને આવી રીતે ખોટું તરકટ કરી કાગળ લખ્યા એમ માન્યું.

---

## વ્યભિચાર કરીને ચતુરાઇ કરનારી કુમતિ.

सुलक्षणामानवतीगुणाडढया । प्रसन्नवक्त्रामृदुभाषिणीया ।
नोचुंबितायेनमुनाभिदेशे । वृथागतंतस्यनरस्यजीवितम् ॥

અર્થ—જેનાં લક્ષણ સારાં છે, સુંદર છે, માનવંતી છે, જેનું મુખાર્વીન્દ સદાય પ્રસન્ન રહે છે, શોક સમુહ જેણે દુર કરેલોછે, મૃદુ ભાષણ ભાખનારી તેવી સ્ત્રીનું જેણે નાભિ–તટ ચુંબન નથી કર્યું તેણે આ જગતમાં વૃથા જન્મારો ગુમાવ્યો છે.

જગોશા ને વગોશા બે વાણિયા હતા. તેઓ ઘણી દુર્દશામાં હતા. તેમને રહેવાને ન્હાની સરખી પર્ણકુટી હતી, જેથી બન્નેને પોતાની સ્ત્રીઓ સાથે રહેવું અનુકુળ આવતું નહોતું. તેથી નાનો

ભાઈ વગોશા રાતના પરવારી દુકાન ઉપર સુવા જતો હતો, અને મ્હોટો ભાઇ જગોશા પોતાના ઘરમાં પડી રહેતો હતો. નહાના ભાઇ વગોશાની સ્રી કુમતિ પતીયે વાળુ કરી ગયા પછી પોતે જમી કરી ચુલા અબોટ કરી વાસણકુસણ માંજી દુકાનપર સુવા જતી ત્યારે ઘરમાંથી નીકળીને યારને ત્યાં ઘડી બે ઘડી રહી વિલાસ કરીને દુકાનપર મોડેથી સુવા જતી ! એમ ઘણા દીવસ ચાલ્યું. કેટલાએક દીવસ તો તેનો પતી વગોશા બોલ્યો નહીં, પણ તેને કાંઇ શક પડયો ત્યારે સ્રીને ધમકાવીને કહ્યું કે રાંડ આટલી બધી મોડી કેમ આવે છે ? સ્રીએ કહ્યું. મારો શો વાંક ? જ્યારે વાસણકુસણ માંજીને પરવારૂં, ત્યારે આવું કની ? ઘરનું સઘળું કામ મારે કરવું પડે છે. ભાભીજી કાંઇ ઓછોજ આડો હાથ દે છે ? તે સાંભળી ધણીને ભાભી ઉપર ક્રોધ ચડયો. અને બીજે દીવસે જ્યારે સ્રી ન હતી ત્યારે ભાભીને કહ્યું કે મારી બાયડીને કેમ કનડો છો ! અને એકલી પાસેજ કામ કરાવો છો ? શું એણે ચોરી કરી કે અર્ધી રાત્રી સુધી રોકો છો ? ભાભીએ કહ્યું કે કદી હું તો જુઠું બોલતી હઇશ એમ તમને લાગશે પણ માને પુછો કે એ તો એનીજ થાળી માંજીને જમ્યા પછી તમારી પછવાડેજ ચાલી આવે છે. ને કામ તો સઘળું હું કરૂં છું. પછી તો ગમે ત્યાં ભટકવા જાઓ. તેની અમને શી ખબર ? ડોશીએ પણ તેજ પ્રમાણે કહ્યું, ત્યારે ધણીને ખાત્રી થઇ, ને કહ્યું કે જો એમજ હશે તો આજ હું કમાડ ઉઘાડનાર નથી એમ કહી દુકાને ગયો. રાત્રે જમવા આવ્યો તે જમીને દુકાને જઈ સુઈ રહ્યો, પણ અગીયાર વાગ્યા સુધી સ્રી કુમતિ આવી નહીં, ત્યારે તેને ખાતરી થઇ કે રાંડ ભટકવા જાય છે. પણ હુંજ ખરો ? એમ કહી સાંકળ અટકાવીને અંદર પેઠો. બાર વાગ્યા ને સ્રી કુમતી કમાડ ખખડાવવા લાગી. ધણીએ કહ્યું રાંડ ! હવે ઉઘાડનાર નથી આટલા દીવસનું તારૂં કપટ આજ પકડયું છે. માટે હવે તો તને બાહાર રાખીશ ને સવારે બધાયને ભેગા કરીને તારૂ નાક અને ચોટલો કપાવી ગધેડાપર બેસાડીને કાઢી મુકીશ. સ્રી કુમતીએ કરગરીને કહ્યું આટલો ગુન્હો માફ કરો. એકવારતો સરકાર પણ માફ કરેછે ને હવેથી હું નહી કરૂં. પણ ધણીએ માન્યું નહી ત્યારે તેણે તેને ધમકી આપી કહ્યું કે જો નહી ઉઘાડો તો હું કુવામાં પડીને આપઘાત કરીશ. તો તને સ્રી હત્યા લાગશે. એમ કહી પાસેજ કુવો હતો તેમાં એક મ્હોટો પથરો ઉચકીને નાંખ્યો ને અંધારે કમાડ આગળ ઉભી રહી. પથરાનો ધબાકો ધણીએ સાંભળ્યો, તેવો તે ગભ-

બીત હાય! હાય! ઘર ઘાલ્યું, હું તેની પુઠે પડયો અને કમાડ ઉઘા-ડયું નહીં, તેથી તેણે આબરૂ માટે કુવો પૂર્યો. હવે સરકારનો ગુન્હેગાર થઇશ. એમ કહી કમાડ ઉઘાડી બહાર આવ્યો કે સ્ત્રી ગુપચુપ માંહી પેસી ગઇ, અને બારણું વાસી સાંકળ અટકાવી દીધી. પીટયા હવે જો સવારમાં તને ફજેત કરૂં છું તે? તેવુંજ ધણીએ જાણ્યું કે આ તો રાંડ કપટ કરીને મને છેતર્યો તો ત્યારે તેણે તેના કાલાવાલા કરી કહ્યું કે સ્ત્રી દયા ડાકણને ખાય છે. અને તું આવી અધર્મી થાય છે. તું ઉલટી બાહાર ગઇ ને હું તારા સારા માટે તારી અમસ્તી સહેજસાજ મશ્કરી કરતો હતો, એટલામાં તો મને કહ્યું કે હું કુવામાં પડું છું. તે તારો ધબાકો સાંભળી હું તારી દયા ખાતર બહાર આવ્યો કે રખેને તારા જાનને નુકશાન લાગે, પણ તું આવું કપટ કરે છે, તે તને છાજતું નથી. આથી તારા ઉપર ઇશ્વરનો કેટલો કોપ થશે, એનો વીચાર કર, અને તું ઉઘાડ હવેથી હું કોઇને વાત કહેનાર નથી, પણ સ્ત્રી કુમતીના મનમાં કાંઇ અસર થઈ નહીં તે હસીને તેનાપર ગાળોનો ચોક પાડી કહેવા લાગી કે હું બાહાર ગઈ ને માફ માગી પણ તેં ઉઘાડયું નહીં, તો તારૂં લાગ્યું તુંજ ભોગવ. તું રોજ મારાપર આ-રોપ મુકે છે કે હું બાહાર જાઉં છું. પણ સવારે સઘળા લોકો ભેગા થશે, ત્યારે ખબર પડશે કે કોણ બહાર જાય છે. એમ કહીં તે સુઇ રહી. અને ધણી બીચારો વગોશા ઢાઢે હું‌ઠવાતો બેસી રહ્યો. સવારે લોકો ઉઠયા, ત્યારે સ્ત્રી કુમતિ ફરિયાદ કરી કહેવા લાગી કે જુઓ બાઇ! રોજ તે આથડવા જાય છે તેથી મેં કમાડ વાશી રાખ્યું છે. હવે એને શીખામણ ઘો કે ફરીને એવું કામ ન કરે; નહિ તો તેને હું સંઘરીશ નહિ. તે સાંભળી ધણી વગોશા શરમાઇ ગયો, ને તે દીવસથી તેનું કાળું મ્હોં કરી સ્ત્રી કુમતીને કાંઇ પણ બોલ્યો નહિ જે થાય તે મુગે મ્હોંડે જોયા કરે અને સ્ત્રી રોજ નવા નવા યાર સોધ્યા કરે.

---

## મ્હોટી નાની બે બ્હેનો.

**विशाळ वेणी नयनाऽभिरामा । कंदर्पसंपूर्ण निधान रुपा ॥**
**यूक्तानये नैव वसंत काले । बृथागतंतस्यनरस्यजीवितम ॥**

અર્થ—જેના કેશ વિશાળ આંખોને સુખ આપે તેવા છે, સુ-

વર્ણમય જેની દેહ છે, એવી સ્ત્રી જેણે વસંતરૂતુ વખતે ભોગવી નથી તેણે આ જગતમાં વૃથા જન્મારો ગુમાવ્યો છે.

નવરંગપુર શહેરમાં ગુલાબચંદશા કરીને એક મોટો ધનાઢ્ય વેપારી હતો. તે ઘણો પૈસાદાર હતો, તેની સ્ત્રીનું નામ સુકુમારી હતું. સુકુમારીને એક પુત્ર પ્રસવ્યો, તેનું નામ ઉછરંગલાલ પાડ્યું, તે ત્રણ વર્ષનો થયો એટલે તેના પીતાએ એક બીજા સોદાગરની પુત્રી ચપળમતી વેરે તેની સગાઇ કરી, અને તેને જે ઘરાણું ચડાવ્યું તેમાં એક અમુલ્ય ઝાલ હતી, તે ઝાલ પોલી હતી, તેમાં પોતાનો ખજાનો ક્યાં દાટયો છે તેની ચીઠી કરીને અંદર ઘાલેલી હતી. વર્ષ બે એક પછી તે સોદાગરે ઉછરંગલાલનું લગ્ન કર્યું. જ્યારે તે છોકરો આશરે ૭ સાત વર્ષનો થયો, ત્યારે તેના દુર્ભાગ્યને લીધે તેનો પિતા ગુલાબશા કોઇ બુરા મરણને લીધે સ્વર્ગવાસી થયો. તેના મરણ પછી તેના મુનીમો અને મહેતાઓની દાનત પાક રહી નહી. છોકરો નહાનો અને કોઈ બાબતમાં જાણે નહીં. તેથી તેણે લાખ્ખો બલકે કરોડો રૂપૈયાની રકમો ઉચાપત કીધી; અને એ પ્રમાણે થોડી મુદતમાં શેઠની સઘળી મીલકતનો નાશ કર્યો. સઘળું દ્રવ્ય ખુટી ગયું, અને સોદાગર ગુલાબચંદશાની સ્ત્રીની માઠી અવસ્થા થઇ. આ વખતે છોકરો આશરે દશેક વર્ષની ઉમ્મરનો થયો હતો. સુકુમારી સુતર વીગેરે કાંતી પોતાના ઘરનો નિર્વાહ કરતી હતી. છોકરો જ્યારે પુખ્ત ઉમ્મરનો થયો ત્યારે તેને કોઈ પણ રીતનો હુન્નર કરવાનિ તેના મનમાં ચીંતા પેઠી, જેથી તેણે કોઇ બહાર ગામ નીકળી જવાને ઠરાવ કર્યો. જ્યારે તેણે પોતાની માની રજા માગી, ત્યારે તેની મા બોલી કે બેટા ? તું આંધળાની આંખ અને પાંગળાનો પગ છું. હું તારા વિયોગે કેમ રહી શકીશ ? મેં તને મારી નજર આગળથી કોઇ પણ દીવસ કહાડયો નથી. તેથી મારા મ્હોડે તને જા એવું કોઈ પણ દીવસ કહેવાશે નહી. એમ કહી આંખમાં આંસુ લાવી રોઇ પડી. છોકરે દીલાસો આપી કહ્યું મા ! તું જાણે છે કે હવે આપણી કેવી દુર્દશા થઇ છે, ઇશ્વરે આપણા ઉપર કેવો કોપ કર્યો છે ? તો હવે ઉદ્યમ કર્યા વીના છુટકો નથી. છોકરાનો જ્યારે અત્યાગ્રહ દીઠો, ત્યારે તેની માને તેને રજા આપવાની ફરજ પડી. છોકરો માની રજા લેઈ મુસાફરી કરવાને ચાલ્યો જ્યાં રાત પડતી ત્યાં વાસો રહેતો અને દિવસે તે પ્રયાણ કરતો, કેટલેક દીવસે અનાયાસે તે પોતાના સસરાના શહેરમાં આવ્યો, તેની સ્ત્રી ચપળામતી ઉમ્મર-લાયક થઇ હતી તેને પોતાને સાસરેથી આણું આવ્યું નહોતું.

તેથી યુવાસ્થામાં તેની વૃત્તિ વ્યભિચાર ઉપર દોડી. તેણે એક કઠિયારા માનસીંહ સાથે મહોબત બાંધી અને હમેશ છાનામાના તેને ઘેર જવા માંડ્યું.

ઉછરંગલાલ રાતરે થાકયો પાકયો જઈને ભોગ જોગે તેને સસરાનેજ પરથારે સુઈ રહ્યો. આસરે અર્ધી રાત્રે તેની તો ચપળમતી પેલા કઠીયારા માનસિંહને ત્યાં જવાને માટે પોતાના હાથમાં ફાનસ લેઈને બહાર નીકળી. ત્યાં તેણે પોતાના ભરથાર ઉછરંગલાલને સુતેલો જોયો; પણ તેની આંખે કામદેવનો અંધારો પડદો ફરી વળ્યો હતો. તેથી તે ઓળખી શકી નહીં. ને તેને કોઈ વટેમાર્ગુ જાણી પોતાના હાથનું ફાનસ બતાવી તેને કહ્યું—કે અલ્યા, જો તું આ ફાનસ લેઈ મારી સાથે આવીશ તો તને બે રૂપૈયા આપીશ. ઉછરંગલાલે તેના સામું જોયું કે ફાનસના પ્રકાશથી તેને છટ લઈને ઓળખી તો પણ તે છતો થયો નહીં. હવે હું જોઉં તો ખરો કે એ કયાં જાય છે, અને ઉલટા બે રૂપૈયા મળશે. એવા વિચારથી તે તેની જોડે ચાલ્યો અને પોતાના હાથમાં ફાનસ લઈ જ્યારે તેના આશક પેલા માનસીંગ કઠીયારાનું ઘર આવ્યું, ત્યારે પેલી ચપળામતી સ્ત્રીએ તેના અજાણ્યા ધણી ઉછરંગલાલને જણાવ્યું કે આ ઓટલા ઉપર બેસ; હું તને પછીથી રૂપીઆ આપીશ. ઉછરંગલાલે દીનતાથી કહ્યું કે બાઇ ! તમે અંદર જશો કે તમારૂં ચીત્ત કામમાં લાગશે. જેથી મારા રૂપીઆ આપવા તમને સાંભળશે નહીં માટે મહેરબાની કરી મને હમણાંજ આપો તો ઠીક. પણ ચપળામતી પાસે રોકડા રૂપીયા નહી હતા. તેથી પેલી પોતાના કાનની ઝાલ કહાડી તેને આપીને બોલી, કે જ્યારે હું અંદરથી આવીશ, ત્યારે તને બે રૂપીઆ આપી આ ઝાલ પાછી લેઈશ. એમ કહી જેવી તે કઠિયારા માનસીંગના ઘરની અંદર ગઇ કે ઉછરંગલાલ ઝાલ લઇને પોતાના દેશ તરફ નીકળી ગયો. અને તેની સ્ત્રી ચપળામતીની હકીકત પોતાની મા સુકુમારીને યથાસ્થીત કહી. પેલી ઝાલ તેના હાથમાં આપી. માએ કહ્યું કે બેટા ! એ વેચીને તું રૂપીયા લેઇ આવે કે જે જેથી આપણને વાપરવાના ઉપયોગનાં આવે છોકરો તે ઝાલ લેઇ નાણાવટીની દુકાને ગયો. ત્યાં કીમ્મત કરતાં તેણે વાંધો લીધો કે ઝાલ ભાંગી તેમાં કાગળ છે કે લાખ છે. તે મારે તપાસવું જોઇએ પછી છોકરાને રજા આપી, એટલે નાણાવટીએ ભાગી તો તેના અંદરથી એક ચીઠી નીકળી. છોકરાએ આ ચીઠી લેઇને વાંચ્યા વગર બેસે બાંધી અને ઝાલના રૂપીઆ આવ્યા તે લેઇને પોતાને ઘેર આવ્યો.

તેણે બેસે બાંધેલી ચીઠી નકામી જાણી પોતાની એક બારીમાં નાંખી મેલી. તેણે કેટલાએક દિવસ સુધી તો પેલા ઝાલના આવેલા રૂપીઆ કરકસરથી વાપર્યા પણ જ્યારે થઈ રહ્યા. ત્યારે તેણે કાંઇ સોધવાને મશે પેલી બારી ઉઘાડી તો તેને ઝાલની અંદરની ચીઠી હાથમાં આવી. આ ચીઠી તેણે વાંચી. તો પોતાની દોલતનું તેને ઠેકાણું મળ્યું તેણે અમુક અમુક જગ્યાએ ખોદ્યુ, ત્યારે પાર વિનાનું તેને દ્રવ્ય જડયું તે ઉપરથી તે તેણે પાછો બાપના જેવો વેપાર શરૂ કર્યો, તેજ પ્રમાણે મહેતા મુનીમ વગેરે લોકોને રાખ્યા. બાપનો સરસામાન જે વેચાતો આપ્યો હતો તે તેણે તેના વ્યાજ સાથે આપી પોતે પાછો ખરીદ કર્યો. આ વીશેની ખબર તેના સસરાને પણ મળી.

તેની મા સુકુમાર તેની સ્ત્રી ચપળામતીને બોલવવા જવાનું કહ્યું ત્યારે તેણે કહ્યું કે હું તો જવાનો નથી, અને તેવી સ્ત્રીને કદી સંઘરનાર નથી. માએ કહ્યું સપુત બાપના બેટા શેને કહે છે, મોટું મન રાખીયે, કોઈ વખત બાળક છે ને ભૂલ્યું તો શું થઇ ગયું ? કાંઇ કુંભારના ઘરનું હાંલ્લું છે કે બદલાવીયે ? માનું વચન માન્ય કરી છોકરો વહુને આણું કરવા ગયો, તેના સસરાને ખબર થઈ કે તે તેને ઘણાજ માન સાથે સામો તેડવા આવ્યો તેની સાળી ભણી કરીને હતી તે તેની બેનનાં સઘળાં ચરિત્રથી વાકેફ હતી. કેમકે તે બન્નેના ઓરડા પાસે હતા, તે જાતે પવીત્ર હતી તેણે આજે નિશ્ચય કર્યો કે મારી બેન હવે તેના ધણીથી કેવી રીતે વર્તે છે તે મારે જોવું, એવા વિચારથી તે તેના ઓરડા સામે નજર ફેરાવીને બેઠી.

સોદાગર ગુલાબચંદશાનો છોકરો તેની સ્ત્રી ચપળામતી સાથે ક્રિયા કરતો હતો તેથી ઘણી રાત ગઇ, પણ સ્ત્રી ચપળામતી પેલા કઠિયારા માનસિંહને ત્યાં જવાને તલપાપડ થઈ રહી તેના મનમાં એવો વિચાર હતો કે જો મારો પતિ ઉંઘી જાય. તો આશકને જઇને મળી આવું. તેથી તેણે પોતાના ભરથારને ઉંઘાડવાને અનેક ઉપાય યોજ્યા. તે જોઇ તેની બ્હેન જે સઘળું જોયા કરતી હતી તે બળાપો કરી તેની ચાલ ધિક્કારવા લાગી. ઉછરંગલાલે પોતાની સ્ત્રી ચપળમતિ સાથે ચોસર માંડી કે જો હું હારૂં તો તને આટલા રૂપીઆ આપું. કેટલીએક વારે તે હાર્યો ત્યારે તેણે સ્ત્રી ચપળમતિને સરતના રૂપીયા આપ્યા. તેમાં બે ઓછા આપ્યા. સ્ત્રી ચપળમતી ગણીને બોલી—સ્વામીનાથ ! બે ઓછા શા સારૂ આપો છો ? તેના ધણીએ

કહ્યું, ઓછા ક્યાં છે ? હું તારી પાસે બે રૂપીઆ માગતો હતો તેના મેં વાળી રાખ્યા, સ્ત્રીએ કહ્યું કે તમે શાના માગો છો ? ઉછરંગલાલે કહ્યું કે ફલાણે દિવસે તારા આગળથી હું તને ફાનસ લઇ કઠિયારા માનસિંહને ઘેર મેલવા આવ્યો હતો તેના ! આમ સાંભળતાંજ તે સ્ત્રી ચપળામતિ ફીકી પડી. તેની બહેને ખ્યાલ કર્યો કે રાંડનાં લક્ષણ તો અગાઉથીજ જોઈ ગયો જણાય છે ! પેલી ચપળામતિ તો પાણી પાણી થઇ રહી, અને પોતાનો પતિ ક્યારે ઉંઘે એમ રાહ જોતી બેઠી થોડી વારમાં તેનો પતિ ઉંઘી ગયો કે તરતજ તે પોતાના હાથે પોતાનાજ ગળામાં છરી ખોશી મરણ પામી. એ સઘળો બનાવ તેની બહેને દીઠો હતો. સવારમાં સોદાગર ગુલાબચંદશાનો પુત્ર ઉછરંગલાલ જાગી ઉઠ્યો અને જુવે છે તો પોતાની સ્ત્રી ચપળામતીએ આપઘાત કરેલો માલમ પડ્યો. તે ખબર લાગલી પોતાના સસરાને કરી. સસરાએ જાણ્યું કે તેડવાને બહાને તે જમાઇએ આવી છોડીને મારી નાખી માટે તેને ઠેઠ પહોચાડું, પેલી બ્હેને વિચાર કર્યો કે આ અમસ્તો નાહક માર્યો જશે, તેથી તેણે યથાસ્થિત હકીકત હતી તે સઘળી કહી દીધી. જે સાંભળી તેનો બાપ મુંગો થયો. ત્યાં તેની સ્ત્રી ચપળામતીનો દાહાડો પાણી થયા પછી તેણે પોતાના સસરાની રજા માગી. ત્યારે તેના સસરાએ કહ્યું કે આ મારી બીજી છોડી છે તેને પરણીને લેઇ જાઓ. પેલાએ કહ્યું કે મારે તો તમારી કોઇ છોડી જોઇતીજ નથી. તે વખતે મણીએ તેને સમજાવ્યો ને કહ્યું કે "તું મને પરણી જા—હું તને કરી બતાવીશ." તે સાંભળી પેલા ઉછરંગલાલને સંદેહ પેઠો કે એ મને શું કરી બતાવવાની છે હું જોઉં તો ખરો ? પછી વિચાર ફેરવી તેને પરણી પોતાને ઘેર લેઇ ગયો, અને પોતાની માને સઘળી વાતથી વાકેફ કરી.

પછી તેણે માલ ભરીને સફર કરવા જવાનો ઠરાવ કર્યો પોતે ભીખારીયો વગેરેને લુગડાં આપ્યાં, અને જવાના દિવસે પોતાની સ્ત્રી મણીની સાડીપર લખી ગયો કે તું મને કરી બતાવવાની છે તે આટલાંવાનાં કરી દાખવ—૧ "એક સ્ત્રી કરી પુત્ર જણવો; ૨ આપણાં શહેરથી ૨૦ કોશમાં મારા આવવાના રસ્તામાં જે ઠેકાણે પાણી ન હોય ત્યાં વાવ ખોદાવ; અને ૩ બીજી કોઇ જગોએ એક બાગ બનાવ; જે આવતી વખતે મને જોવાને બને ? પતિના પરદેશ ગયા પછી આશરે પાંચ–સાત દિવસ પછી સ્ત્રીની નજર સાડી ઉપર પડી અને વાંચીને ધ્યાનમાં લીધું કે મારી ચતુરાઇ જોવાને આમ લખેલું છે વાવ અને કુવો વગેરે બાંધવાને પાસે પુરત નાણું ન્હોતાં

તેથી તેણે પોતાના ઘરમાંથી એક ડાબો ઈશકોતરો કહાડયો અને તેની અંદર પથ્થર વીગેરે ભરી બોજદાર કરીને તે પોતાના ધણીના એક ગુણવંતશા મીત્રને ત્યાં લેઈ જઇ કહ્યું કે આ પેટીની અંદર ઝવેર છે, તેની કુચી એમની પાસે છે; માટે તે તમે રાખીને મને હમણા રૂપૈઆ જોઇએ છે તે આપો. પેટી લઇને તેના મીત્રે તેણે જેટલા રૂપૈઆ માગ્યા તેટલા ! તે લેઈ ને પોતાની સાસુ પાસે આવી અને કહ્યું કે હું થોડા દહાડા મારા પીયરમાં જઈ આવું. એમ કહી ડાબડો લેઇ આગળ ચાલી જ્યાં પાણીની તંગી હતી તે ગામમાં પટેલ પાસે આવી કહ્યું કે અહીંઆં મારે વાવ ખોદાવવી છે તે કામ તમે શરૂ કરો તેનું ખર્ચ વીગેરે હું આપીશ. પછી તેને ખર્ચ વીગેરે આપી તે કામ શરૂ કરાવી આગળ વધી. આગળ જતાં એક બીજું ઉતશાહપુર નામે ગામ આવ્યું. તે ઘણું સરસ હતું: પણ ત્યાં બાગ નહોતો, તેથી ત્યાંના મજમુંદાર લાલશંકર પાસે બાગ અને કુવો બનાવવાની ગોઠવણ કરી તેને રૂપૈયા વીગેરેનો બંદોબસ્ત કર્યો. ત્યાંથી તે ચાલતી ચાલતી કોઇ મ્હોટા હરીપુરનામે શહેર આગળ આવી. તેણે મરદનો સ્વાંગ લીધો હતો. જેથી તેને કોઇ એમ નહી ધારી શકતું કે આ સ્ત્રી છે, ગામમાં એક સોદાગરને ત્યાં તે ઉતરી. વાતચીત કરતાં સોદાગરની અને તેની બન્નેના એકજ ન્યાય નીકળી સોદાગર તેની બોલવાની છટા, રૂપ અને ચતુરાઇ ઉપરથી સમજ્યો કે આ કોઇ હુશીયાર આદમી છે, તેથી તેણે પોતાની એક સુંદરમતી દીકરી હતી તે તેણે પરણાવી. તેને સાથે લેઇને પોતાના ધણીના મુલક તરફ ગઇ. ત્યાં તે સુંદરમતી સ્ત્રીને પોતાની સઘળી વાતથી વાકેફ કરી, અને તેને પણ મરદનો પોશાક પહેરાવ્યો. તે શહેરમાં એક રૂપાં ભરવાડણ રહેતી હતી, તેને ત્યાં ખાનદાન લોકો દુધ લઇ જતા હતા, તેને ત્યાં તેમણે ઉતારો કર્યો થોડી વાર પછી રૂપાં ભરવાડણને તેમણે સઘળી વાત જણાવી, અને પોતે પાછો સ્ત્રીઓનો સ્વાંગ લીધો સાંજે છબીલાલનો સીપાઈ ખાનબેગ તેને ત્યાં દુધ લેવાને આવ્યો તે વખતે રૂપાં ભરવાડણે પેલી સ્ત્રીને ચેતાવી કે આ સીપાઈ તારા ધણીના ઘરનો છે. રૂપાં ભરવાડણે સીપાઇને કહ્યું કે તારા શેઠને જઇને કહે જે કે મારે ત્યાં ખુબસુરત સ્ત્રી યો આવી છે જે બીજે દીવસે સીપાઈ જ્યારે દુધ લેવા આવ્યો ત્યારે તે સ્ત્રીયે સાકર વગેરે તેજાનાં નાખી સીપાઇને દુધ દોહીને આપ્યું, સીપાઇને પાયું કે તે તેના સ્વાદથી ખુશી થયો. તેણે સીપાઇને પુછયું

કે દુધ ક્યાંથી લાવ્યો ? તે વખતે તેણે ભરવાડણને ઘેર બે સ્ત્રીયો આવ્યાની વાત કરી, તે સાંભળી ઉછરંગલાલનું મન લલચાયું અને દુધનો હીસાબ કરવાનું બહાનું કાઢી તેને ઘેર ગયો ઉછરંગલાલ સોદાગર પેલી સ્ત્રીયો જોઈ ખુશી થયો અને તેનું નામ ઠામ વીગેરે પુછી પરણાવવાની ખુશી બતાવી. જવાબમાં પોતાનાં નામઠામ તેમણે અવળી રીતે કહ્યાં. જેથી સોદાગર ઓળખી શક્યો નહિ. પછી તેમણે લગ્નની વાત કબુલ કરી ત્યાંથી સોદાગર આગળ ગયા ને પોતાની સ્ત્રી મણીને તેડવાને પાલખી મોકલી; પણ તેણે ન જતાં પેલી નવોઢા સુંદરમતીને શીખવીને વીદાય કરી. એમ આવજા કરવાથી લાંબી મુદત થઈ અને સોદાગર ઉછરંગલાલના પેટના પેલી નવી સુંદરમતીને દીવસ રહ્યા. આશરે સાતેક મહીના થયા, એટલે તેણે પાલખીને પાછી વાળવા માંડી. તે નવી સ્ત્રીને ન મોકલી જણાવ્યું કે હવે અમે અમારે દેશ જઈએ છીએ તે સાંભળી ઉછરંગલાલે ફરીથી પાલખી મોકલી, તેને બોલાવી કહ્યું કે તારા ઉપર મારો ઘણો પ્યાર છે' અને હવે તું જો તારે દેશ જાય છે તો તારી જે ખુશી હોય તે મારી પાસે માગી લે, તેણે કહ્યું કે મારી પાસે સઘળી દોલત દુનિયા છે. પણ જો વખતે આપવાનું ધારતા હો, તો ફક્ત આપનો રૂમાલ, વીંટી, અને કોટની મોતીની માળા, તે મને યાદગીરીમાં આપતા જાઓ. શેઠે તે સઘળું તેને સ્વાધીન કરી પોતાનો ઘણો હર્ષ બતાવ્યો. તે તેની રજા લેઈ રૂપાં ભરવાડણને સંતુષ્ટ કરી વીદાય થયાં. તેમણે પાછો મરદનો પોશાક પહેરી લીધો. પેલી સુંદરમતી સ્ત્રીના બાપનું નગ્ર હરીપુર આવ્યું. ત્યાં તેને એ સ્ત્રીયે પહેરવેશ પહેરાવી તેના બાપને સ્વાધીન કરી કહ્યું કે એને પુત્ર પ્રસવશે, ત્યારે હું તેડવા આવીશ એમ કહી ત્યાંથી પોતે નીકળી આવી તો વાડી ને વાવ તૈયાર થઇ હતી, તે જોઇને ગામમાં પેઠી. પેલી બીજી સ્ત્રી સુંદરમતીએ છોકરાનો જન્મ આપ્યો. ત્યાંથી તેને બોલાવી મંગાવ્યો. અને છાનો માનો એક ભોંયરામાં રાખી તેને પાંચ વરસનો કર્યો.

કેટલાક દીવસ પછી સોદાગર ઉછરંગલાલ આવ્યો. તેણે રસ્તામાં વાવ ને બાગ જોઇ, તેના ઉપર સ્ત્રીનું નામ કોતરેલું હતું તે વાંચી પોતે ખુશી થયો ને ઘર આગળ આવ્યો. ત્યાં તેના મીત્રો વીગેરેએ ભેટ લીધી જ્યારે તે મહેલમાં એકાંતે બેઠો ત્યારે તેની સ્ત્રી મણીએ છોકરાને બહાર કાઢી તેને રૂમાલ ઓઢાડી, આંગળીએ વીંટી પહેરાવી કોટમાં માળા ઘાલી, તેના ખોળામાં બેસાડયો સોદાગર

અજબ થયો ને પુછ્યું કે એ કોનો છોકરો છે? સ્ત્રી બોલી કે જેનો હશે તે પોતાની મેળે ઓળખશે, જ્યારે તેણે નીશાનીયો જોઇ, ત્યારે તેને શરતમાં આવ્યું કે મેં પરદેશ જાતાં સાડી ઉપર લખ્યું હતું તે પ્રમાણે તેણે કર્યું છે તેણે સ્ત્રી મણીને કહ્યું છેક ત્યાં સુધી તું કેમ આવી? સ્ત્રી મણી બોલી-આવી તો શું થયું? હું તમારી સાથે બગડીછું? એમ કહી પેલી સ્ત્રી સુંદરમતીની વાત જાહેર કરી. ધણી તેની બુદ્ધી ઉપર ખુશી થયો. તેણે પુછ્યું કે તું ખર્ચવાને રૂપૈયા કયાંથી લાવી. સ્ત્રીએ તે બાબત પોતે જે ચતુરાઇ લગાવી હતી તેનો ખુલાસો કર્યો. તેનું પારખું જોવા તે મિત્ર ગુણવંતશાને ત્યાં ગયો અને જોયું તો પેટી અંદર પથરા દીઠા, તેથી તેને પકકો ભરૂંસો પડયો, પછી તેણે પેલી સુંદરમતી સ્ત્રીને પણ તેના પતિના ગામથી બોલાવી મંગાવી બંન્ને ઉપર ઘણો પ્યાર રાખવા લાગ્યો.



## ગુણસુંદરી બાઇનો કપાટ.

**समस्त शृंगार विनोद शीला। लिलावती कोकिलकंठ नाला॥**
**विलासितानो नवयोवनेन।। वृथागतंतस्यनरस्यजीवितम ॥**

અર્થ:—લીલા કરવાળી વાળી, કંઠમાં કોકીલાને લજ્જા પમાડવા વાળી, સોળે શણગાર સજેલી, વીનોદ કરવાવાળી, સમસ્ત રાગ જાણવાવાળી, તેવી સ્ત્રી જો તરૂણ પુરૂષે અતીશય પ્રીતની સાથે ભોગવી નથી તો તેણે આ જગતમાં વૃથા જન્મારો ગુમાવ્યો છે.

એક મકનન્માર નામના નગરમાં કોઇ માણેકચંદશા વાણીયો રહેતો હતો, તે વેપારમાં ઘણો કુશળ હતો, તેને એક ગુણસુંદરી નામની રતીની કાન્તીને ઝાંખી પાડે એવી સુંદર સ્ત્રી હતી. તે બન્નેનું જોડું સારસ પેઠે સુખમાં દીવસ નીર્ગમન કરતું, તેમને અન્યોઅન્ય ઘણી પ્રીતી હતી, સ્ત્રી ઘણી ભણેલી હતી, તેથી પોતાના સ્વામી પ્રત્યે શું શું ધર્મ છે, તે સઘળું પોતે જાણતી હતી. એટલે તેના પતિવ્રતમાં કોઇ પણ તરેહની અડચણ નડવાનો સંભવ નહોતો. જેથી ગુણસુંદરી શીયળ હતી, તેવોજ માણેકચંદશા પણ પત્નિભક્ત હતો. શેઠની ઉંમર આશરે ત્રીશેક વર્ષની હતી, અને શેઠાણીની વીસેકની લગભગ હતી, તેમને હજી સંતતી સુખ પ્રાપ્ત થયું નહોતું. એક વખતે શેઠ માણેકચંદશાને કોઇ ગામ જવાની જરૂર પડી. ત્યારે તે પોતાની સ્ત્રીની ભરજુવાની તથા ખુબસુરતી જોઇ ભારે ફીકરમાં પડયો, અને તેને

એકલી મુકી જતાં તેના મનમાં વારેવારે વિચારનાં મોજાં ઉછળવા ઉછળવા માંડયાં. તેણે પોતાની સ્ત્રી ગુણસુંદરીને બોલાવીને કહ્યું કે,– અલી સાંભળે છે ? ગુણસુંદરીએ કહ્યું સ્વામીનાથ ! શુ કહો છો ? શેઠે કહ્યું કે મારા ઉપર ઉતાવળનો કાગળ આવ્યો છે. તેથી મારે ગામ જવું પડે છે સ્ત્રી ચતુર હતી તે શેઠના મનની વૃત્તિ સમજી ગઇ. તેણે જાણ્યું કે મારો સ્વામી મારી તરૂણાવસ્થાની ફીકર કરે છે તેથી બોલી કૃપાનાથ ! સુખેથી જાઓ, મારા વિશે ફીકર રાખશો નહીં, અને નિર્ભય રહેજો. પણ મને આપના વિના કેમ ગમશે તમારા વીના એક પળ સો, ભવ જેવી જશે, માટે તમે જેમ બને તેમ જલદીથી આવજો, ઇશ્વર મારી લાજ રાખશે. અને તમારા ઘરની કીર્તિને લાંછન લાગશે નહિ. શેઠે કહ્યું પ્યારી ! હું તારી સઘળી વાતથી વાકેફગાર છું. તારી ચાલને માટે તારૂં પવિત્ર ગુણસુંદરી નામ યોગ્ય છે. તું સઘળી નીતીથી પ્રવીણ છે, તો પણ હું મારો ધર્મ સમજીએ શીખામણના બોલ કહુંછું તે ધ્યાનમાં રાખ. તું હરરોજ ઘરથી બાહેર જઇશ નહીં મેં ઘરમાં અનાજ વીગેરે જે કાંઇ જાઇએ તે સઘળું ભરી રાખ્યું છે, જેથી તને પાંચ વર્ષ સુધી કોઇ પણ તરેહની અડચણ પડે તેમ નથી. ગુણસુંદરીએ કહ્યું ઠીક, પણ આપ જ્યાં હો ત્યાંથી કુશળતાનો પત્ર મોકલતા રહેજો, જેથી મારા વીરહથી તપેલા અને અધીરા જીવને નિરાંત વળે પછી ગુણસુંદરીએ શેઠને માટે કંસાર કર્યો, અને તેમને ઘણા હર્ષથી પોતાની સાથે જમાડી હાવભાવથી હેત બતાવી વીદાય કર્યા.

શેઠના ગયા પછી ગુણસુંદરી પોતે બહાર નીકળી ન્હોતી. જેવું તે બોલતી હતી તેવુંજ તેનું મન ખરેખરૂં સ્વચ્છ હતું, બાર મહીના વીત્યા પછી તેણે વીચાર કર્યો કર્યો કે, આજ પર્વણીનો દિવસ છે, માટે ગોરજીને જમવાનું કહી આવું. એવા વીચારથી પોતે અપાસરામાં ગઈ, અને ત્યાં ઘરડા ગોરજીને જમવાનું નોતરૂં દેઇ આવી. ઘર આગળ પોતે રસોઇ તઇયાર કરી બેઠી છે, એટલામાં ગોરજી તો પોતે ન આવતાં પોતાના ત્રણ ચેલામાંથી એકને જવાને હુકમ કર્યો. જમવા જનાર ચેલો જુવાન હતો, જો કે તે ગોરજી થયો હતો. તોપણ તે પોતાનું મન કબજે કરી શકયો નહોતો. તે ગુણસુંદરીના ઘર આગળ જમવા આવ્યો. ગુણસુંદરીએ સત્કાર કરી એક પાટલા ઉપર બેસાડયો, અને સઘળી રસોઇ એક થાળીમાં પુરી તેને પીરશી પણ ચેલાનું ચિત્ત તે જમવાના વીવીધ પકવાનો તરફ નહીં હતું. તેની આંખોપેલી

ખુબસુરત ગુણસુંદરીની નાજુકાઇ ઉપર ઉલટી રહી, તેથી પોતાનું ભાન જાણે ભૂલી ગયો હોય એમ દીસવા લાગ્યું. ગુણસુંદરી ચેતી ગઇ કે મારી સામે આ ટશે ટશે જોઇ રહ્યો છે. તેથી આ પીટયાની નજર મારા ઉપર બગડી છે, અને હું ઘરની અંદર એકલી છું, તેથી રખેને મારી આબરૂનો ભંગ કરે ! પછી તેણે હીમ્મતથી ગોરજીને કહ્યું કે મહારાજ ! આમ બેબાકળા કેમ થઇ ગયા છો, અને જમતા કેમ નથી ? ગોરજીએ કહ્યું હે ચંદ્રમુખી ! તારી કાન્તી જોવાથીજ મારી ભૂખ શાન્ત થઈ છે. હવે મને જમવા ઉપર જરા પણ રૂચી નથી. મારી આંખો ઠરી રહી છે, તેથી મને બીજું જમવાનું ગમતું નથી, મને આશા છે કે જે તેં મને મોહ ઉપજાવ્યો છે તેનું શું સાર્થક કરીશ, આમ સાંભળી ગુણસુંદરીના પેટમાં મોટો ધ્રાસકો પડયો. તેના પગ થરથર ધ્રૂજવા લાગ્યા. શું કરવું તે તેને સુજે નહીં તેણે અનુમાન કર્યું કે આ એકાન્ત સ્થળે મુવો જો મારી લાજ લેશે, તો ઇશ્વર સિવાય મારૂં કોઈ સાહ્ય નથી, માટે આ વખતે તો જેમ તેમ કરી તેને સમજાવી વીદાય કરવો. એવા વીચારથી તે બોલી કે ઠીક છે મહારાજ! એજ કની ? તમે રાત્રે બરાબર સાત વાગે અહીયાં આવજો. એટલે આપણે ગમ્મત કરીશું જુવો ! તમે તો સમજુ છો. એટલે કાંઈ કહેવું પડે એમ નથી. હું ઘરમાં એકલી છું, અને ધોળો દહાડો છે, તેથી કોઇને વહેમ પડે ને ઘરની અંદર આવી ચઢે તો તમારી અને અમારી બેની આબરૂનાં કાંકરા થાય. માટે બેલાશક રાત્રે આવશો તો આખી રાત આપણી છે, તેનાં અમૃત જેવાં વચનોથી ગોરજીનું પેટ જે જરા અધુરૂં રહ્યું હતું તે ભરાઇ ગયું ! તેના મનમાં ખુશીનો પાર રહ્યો નહી, અને ગાંડો ઘેલો થઇ ગયો ! !

ગુણસુંદરીએ તેને વીદાય કર્યો, અને પોતાના કમાડ વાસી વીચારવા લાગી કે હવે રોયો રાત્રે આવશે તો કેડ છોડશે નહી અને જબળાઇથી મારૂં પતીવ્રત ભંગાવશે, પણ તેની પ્રથમથી એવી વેતરાણ કરી રાખું કે ફરીને બો ભુલી જાય. એમ ધારી તેમના નગરશેઠ ધનવંતશાને ત્યાં ફરીયાદ કરવા આવી ધનવંતશા શેઠે વેગળેથી જોઇને તેમને આદરમાન સાથે બોલાવ્યાં—આવો આવો ગુણસુંદરી વહુ ! તમે તો જણાતાં પણ નથી. હાલમાં માણેકચંદ શેઠ ગામ ગયા છે, તેથી જે કાંઇ જોઈતું કરતું હોય, તે અમને કહેવું, અને શરમાવું નહી, આતો તમારૂં ઘર છે. એમ સમજજો, પણ મને નવાઈ લાગે

છે કે કોઇ દીવસ નહી ને આજ અહીંયાં ક્યાંથી તમે ભુલાં પડયાં ? તે સાંભળી ગુણસુંદરીએ કહ્યું કે શેઠ મારે તો એક મોટું દુઃખ આવી પડ્યું છે. તેથી આપની પાસે વીનંતી કરવા આવી છું. એમ કહી પેલા ગોરજીના ચેલા દેવચંદજીની સઘળી વાત પ્રકાશ કરી.

તે સાંભળતાંજ શેઠ ધનવંતશાહના ડોળા તપી ગયા, અને બોલ્યો—જો સાલો લુચ્ચો ગોરજી થયો છે ! હવે હુ તેની વેતરણ કરૂં છું તેની તમારે ફીકર રાખવી નહીં (પછી થોડીવારે) પણ ગુણસુંદરી મારી તારા ઉપર મરજી છે. તારી ઉમરમાં એટલું તો સંભારણું કરીશ ! એમ કહી આંખમાં અણસારા કરવા લાગ્યો ગુણસુંદરીએ જાણ્યું કે આતો ઘરનાં ઉઠયાં વનમાં અને વનમાં ઉઠી લાહ્ય, એવું થયું. પણ ફીકર નહીં. તેની પણ વલે કરીશ. ગુણસુંદરી શેઠ ધનવંતશાને આઠ વાગે આવવાનો વાયદો કરી રસ્તે પડી, અને કોટવાલ સુલેમાન પાસે જઇ જાહેર કર્યું કે હું આજરોજ ધનવંતશા, પાસે ગઇ હતી, ત્યાં તેણે મારા ઉપર નજર બગાડી છે. માટે તે મારી આબરૂનો ભંગ ન કરે એવો બંદોબસ્ત કરવો જોઇએ કોટવાળ સુલેમાન તે વાણીયણની કોમળતા જોઇને પોતે મોહી ગયો. અને તે બોલ્યો કે વાણીયણ એ શેઠને તો હું તારા માટે સારી શીક્ષા કરીશ. પણ હુ કોટવાળની જો આજની રાત મરજી સાચવીશ તો તને હું ઉપયોગી થઇ પડીશ. તે સાંભળી ગુણસુંદરીએ વીચાર્યું જે હું જ્યાં જ્યાં જાઉં છું ત્યાં ત્યાં બકરૂં કાઢતાં ઉંટ પેસે છે; પણ હવે હીમ્મત હારવી નહીં, અને ઇશ્વર ઇચ્છાએ મનુષ્ય પ્રયત્ન કરી જે થાય તે જોયા કરવું તેણે કોટવાળ સુલેમાનને નવ વાગ્યાનો વાયદો કર્યો.

કોટવાળનું ઠીકરૂં ફોડવા તેણે દીવાન અમૃતલાલ પાસે જવાનું ઠરાવ્યું. તે એમ નહોતી જાણતી કે કર્મનો કહાડયો દીવાન પણ એવો હશે. પણ તેને તો ફાંસ કાઢતાં કાઢતાં સાલ પેસવા માંડયાં જ્યારે તે દીવાન અમૃતલાલ પાસે ગઇ. ત્યારે તેની ખુબસુરતી જોઇ દીવાન અમૃતલાલની નયન ચળી, તેથી તેને દીલાસો દેઇ કોટવાળ સુલેમાનને યોગ્ય શીક્ષાએ પહોંચાડવા વચન આપીને બોલ્યો કે ગુણસુંદરી શું તું મારૂં એક કામ નહી કરીશ ? ગુણસુંદરી ચેતી ગઇ. કે દીવાન પણ બડો પહોંચેલો દેખાય છે. તેણે તેને કહ્યું કે મારા સરખો શો હુકમ છે. અમૃતલાલ દીવાને કહ્યું આજની રાત તું મારી મરજી સાચવીશ ! ગુણસુંદરીએ કહયું ઠીક છે, અને રાત્રે દશ વાગ્યાનો વાયદો કરી આગળ વધી. અને તેની ફરીયાદ કરવાને મન-

સુએ રાજદ્વારમાં ગઇ રાજા સુરસિંહ ઝરૂખે બેઠો હતો તેણે તેને વીજ-ળીની પેઠે ઝબુકતી જોઇ કે જાસુસને હુકમ કર્યો જે એ બાઇને અ-હિંયાં ઉપર લેઇ આવો. જાસુસ બાઇ પાસે આવ્યો, અને દરબારની હજુરમાં લેઇ ગયો રાજાએ કહ્યું હે કમળવદની! તેં અહીં પધારવાને કેમ પરીશ્રમ લીધો છે? શું તારા ચરણ આવી કઠણ જમીનમાં ચા-લવા લાયક છે? તે બોલી, કૃપાનાથ! આપને વીનંતી કરવા આવ-વાની જરૂર હોય તો પછી કેમ કરવું? રાજા સુરસિંહ કહે, બોલ તારે શી વીનંતી છે? હું તારી સઘળી મુરાદ હાંસલ કરીશ. તે બોલી, આજરોજ હું આપના દીવાનજી અમૃતલાલ પાસે કાંઈ કામસર ગઇ હતી; તેમણે મારો પતીવ્રત તોડવાનો નિશ્ચય કર્યો છે. માટે એમનો બંદોબસ્ત કરવો જોઇએ, કે કોઇ દીવસ કોઇની આબરૂ નહીં પાડે તે સાંભળી રાજા સુરસિંહ ગુસ્સો કરી બોલ્યો કે જો તું કહે છે તે પ્રમાણે હોય તો મારે તે દીવાનનો ખપ મને નથી હું તેનો બરોબર તપાસ કરી યોગ્ય શીક્ષા આપીશ. પણ મને આશા છે કે મારૂં વચન તું કબુલ કરીશ; અને એક રાત તારા પ્રેમનો રસ પાઇશ. ગુણસુંદ-રીએ જાણ્યું કે મને અહીં પણ દૈવે ફસાવી તો પણ તે હિમ્મત હારવી નહીં તેણે તેને રાત્રે અગીયાર વાગતે આવવાનો વાયદો કર્યો અને પોતાના ઘર તરફ પાછી વળી.

તે રસ્તામાં વીચારવા લાગી કે હવે ઇશ્વર સીવાય મારી કોઇ પણ લાજ રાખી શકે એમ નથી. તે ગમે એવી હિમ્મતવાન હતી, તોપણ તે આ વખતે ગભરાઇ ગઈ, અને શું કરવું તે વીચાર તેને સુઝે નહિ, વારે વારે તે પરમેશ્વરની પ્રાર્થના કરવા લાગી. ઘડીયે ઘ-ડીયે પોતાનું પતીવ્રત જળવાય તેને માટે તે દેવીની માનતા માનવા લાગી. એવા સોચમાં તે ઘર આગળ આવી. ત્યાં તેને એક વીચાર સુજી આવ્યો તેવીજ તેણે હિમત પકડી. તેણે પોતાના ઓરડામાં એક મ્હોટો કપાટ ખાનાવાળો હતો, તે બહારના ખંડમાં કહાડી અને બીજે સઘળે સ્થળે તાળાં દેઇ આગળના ખંડમાં બીછાના વગેરે પાથરી સજ થઇને બેઠી. થોડીવાર થઇને સાંજ પડી કે તેણે દીવો પ્રગટાવ્યો. એટલામાં સાત વાગે જે પેલા ગોરજીના ચેલા દેવચંદજીને વાયદો કર્યો હતો તેણે આવીને કમાડ ઠોક્યાં ગુણસુંદરીએ તરતજ બારણું ઉઘા-ડયું, અને તેને અંદર લાવી. પલંગપર બેસાડયો અને પાનસોપારી વીગેરે આપ્યા. ગોરજી થોડીવાર પછી કામાતુર થયો, અને બોલ્યો કે ગુણસુંદરી કેમ છે? ગુણસુંદરીએ કહ્યું મહારાજ એટલા ઉતાવળા

કેમ થાઓ છો? જરા ધીરા પડો. આખી રાત આપણી છે એમ વાતો કરે છે એટલામાં આઠ વાગ્યા, ને ધનવંતશા શેઠ આવ્યો, ને તેણે કમાડ ઠોકયું, તે સાંભળી ગોરજી ગભરાયો, અને બોલ્યો કે ગુણસુંદરી એ કોણ છે? ગુણસુંદરી કહે એ તો ધનવંતશા શેઠ છે. ગોરજીએ કહ્યું, અરે! તે અહિંયાં કયાંથી! ગુણસુંદરી બોલી મહારાજ તેમને તો મારે ઘેર હમેશાં આવવાનો નીયમ છે! તે સાંભળી ગોરજીનાં તો હાઝાં નરમ થઈ ગયાં. તેનું શરીર ધ્રુજવા લાગ્યું, અને જાણ્યું કે જો તે મને દેખશે, તો મારા ગુરૂને કહી મને વરણમાંથી કાહાડી નાખશે તેથી દયામણે ચહેરે હાથ જોડીને બોલ્યો કે ગુણસુંદરી જો તું મને જીવાડવા ચાહતી હોય તો મને કયાંક સંતાડ, નહીં તો મને બચવાનો કાંઇ પણ આરો નથી ગુણસુંદરીએ કહ્યું મહારાજ! તમે જુઓ છો કે મારો ધણી બધે તાળાં વાસી ગામ ગયો છે, અને કયાંય જગા નથી; તેમ છતાં એક આ કપાટ પડયો છે, એમાં પેસો તો ઘાલું. ગોરજીએ કહ્યું કપાટમાં તો પણ ગમે ત્યાં સંતાડને. નહી તો હું દાંત દાબીને મરી જઈશ. તો તેની હત્યા તને લાગશે. પછી ગુણસુંદરીએ તેને પેલા કપાટનું એક ખાનુ ઉઘાડી અંદર ઘાલ્યો, અને તાળુ વાસી દીધું. પછી કમાડ ઉઘાડી ધનવંત શેઠને ઘરની અંદર બોલાવ્યા. તેમને પાનની બીડી આપી હશી ખુશીથી વાતો કરે છે, એટલામાં એક કલાક વીતી ગયો, અને કોટવાળે આવીને કમાડ હડસેલ્યાં! શેઠ ભડકયા અને બોલ્યો ગુણસુંદરી જોતે અત્યારે કમાડ કોણ ઠોકે છે તે કોઇ આવ્યું કે શું? ગુણસુંદરી કહે હા એતો સુલેમાન કોટવાળ સાહેબ છે, તે રોજ આ વખતે આવે છે, વાણીએ જાણ્યું કે મારા તો ભોગ મળ્યા! મને જાણશે તો અહીને અહીં કાટલું કાઢી નાખશે. એવા વીચારથી તેનું પોતીયું પલળી ગયું; અને હાથ જોડી ગુણસુંદરીને કરગરવા લાગ્યો કે હવે મને સંતાડ. ગુણસુંદરીએ કહ્યું શેઠ! તમે જુવો છો! તો ખરા કે મારો ધણી સઘળે તાળા વાસી ગયો છે. ફક્ત આ બહારનો ખંડ ઉઘાડો છે. હું તમને કયાં સંતાડું? જેમ જેમ વાર થતી ગઇ તેમ શેઠનું મને બચુડા લીધાં કર્યાં. શેઠે કહ્યું જો તું આ વખતે મને સંતાડીને ઉગારીશ તો હું તને ખુશી કરીશ. ગુણસુંદરીએ કહ્યું કે ફક્ત મારા ઘરમાં આ કપાટ છે, એની અંદર કહો તો ઘાલું શેઠે તે ઘણી ખુશીથી કબુલ કર્યું. એટલે બીજું ખાનું ઉઘાડી અંદર પુર્યો, ને તાળુ વાસી દીધું. પછી તેણે કમાડ ઉઘાડી કોટવાળને અંદર બોલાવ્યો, અને પાનસોપારી આપી. દુધની ફેણ જેવી સફેત ચળકતી સજ્યા ઉપર

બેસાડયો, કોટવાલ સુલેમાન કહે પ્યારી! હવે કેટલીવાર છે? ગુણસુંદરી બોલી હજુ આવ્યા છો તો હમણાં ને આવા અધીરા કેમ થઇ જાઓ છો? આ ઉપરથી તમે કોકશાસ્ત્ર કે નીતીશાસ્ત્ર શીખ્યા નથી. એમ સિદ્ધ થાય છે. બેસો આપણે વાતચીત કરીએ, પછી તે તો છેજ. એમ રકઝકમાં આશરે કલાકેક વીતી ગયો. એટલે દીવાન સાહેબે આવીને એનું બારણું ઠોકયું ને કહ્યું કે ઉઘાડો! કોટવાળ સુલેમાન તેનો અવાજ સાંભળી એક બકરી જેવો થઈ ગયો. તેણે જાણ્યું કે આ સ્વર અમૃતલાલ દીવાનનો છે પણ તેણે વધારે ખાત્રી કરવા પુછયું કે ગુણસુંદરી એ કોણ બોલે છે? ગુણસુંદરીએ કહ્યું કે એતો દીવાનજી સાહેબ છે. કોટવાળ બોલ્યો, અરે! હાય હાય! મારી કયાં કમબખ્તી આવી કે હું આવા ત્તાપમાં પડયો. તું અરેખરૂ બોલી દે કે તે અત્યારે અહીં કયાંથી? ગુણસુંદરીએ કહ્યું તેમને દરરોજ અહીંઆં આવવાનો દસ્તુર છે કોટવાળે પોતાને સંતાડવાને ઘણી આજીજી કરી, ત્યારે તેને પણ પેલા કપાટમાં એક ખાનાને હવાલે કર્યો અને તાળું વાસી દીધું. પછી ઘણા હર્ષથી દીવાનજી સાહેબને તેડી લાવી વીનોદ વાતો કરવા લાગી તેણે તેને મુખ મલકાવીને પાનની બીડી આપી કે કામ પ્રદીપ્ત થયો, અને ગુણસુંદરી આલીંગન દેવા ગયો. ગુણસુંદરીએ કહ્યું—આમ આવ્યા એટલામાં શું ગાંડા થઇ જાઓ છો? જરા ભાન્ રાખો! એમ કહી તેને પાનસોપારી વીગેરે આપી એક ઉંચી જાતનો શરાબ (દારૂ) પાયો, અને આડી ડોઢી વાતમાં એક કલાક કહાડી, એટલે રાજા સુરસીંહ સોળે આયુધ બાંધી હાથમાં ઢાલ લેઈ કમાડ ઠોકી ઉભો રહ્યો. દીવાને કહ્યું કોણ છે? ગુણસુંદરીએ કહ્યું ધીરે બોલો, નહીં તો તમારૂં ને મારૂં બન્નેનું માથું જુદું કરશે; એતો રાજા સુરસીંહ છે. આ વખતે દીવાન અમૃતલાલના મ્હોં ઉપરથી લોહી ઉડી ગયું. અને ફીકું ફસ થઇ ગયું તેણે સ્રીને હાથ જોડીને કહ્યું કે તુ હવે મને કાંઈ પણ રસ્તો બતાવીશ; નહીં તો મારૂં નકી મોત થશે. ગુણસુંદરીએ કહ્યું હું સો રસ્તો બતાવું જ્યાં રસ્તો છે ત્યાં રાજા ઉભો છે, દીવાન કહે મને તુ ગમે ત્યાં સંતાડ ગુણસુંદરી બોલી અરે ભાઇ! એજ પંચાત છે તો આખા ઘરમાં બધે તાળાં દઈ ગયા છે; કહો તો આ કપાટની અંદર આપને સંતાડું દીવાન કહે કે એમાં તો એમાં પણ હવે વાર કર નહી. નહી તો મારૂં ને તારૂં બન્નેનું આવી બનશે દીવાન અમૃતલાલે જ્યારે ઘણી આજીજી કરી ત્યારે તેને પણ પેલા કપાટના એક

ખાનામાં ઘાલ્યો અને તાળું બંધ કરી કમાડ ઉઘાડી રાજાને હસતી હસતી પોતાના ઘરમાં લાવી. અને પલંગપર બેસાડી તેની સામે બાજી સોગટાં રમવા લાગી. તે ચતુર સ્ત્રીએ મનમાં કયાસ કર્યો કે ચારજણને તો પેટીની અંદર ઘાલ્યા છે, પણ આનું શું કરીશું ? પછી તે રાજાને કહેવા લાગી કે આપ જરા બેસો હું નીચે જઈ આવું. એમ કરી તે તરત હેઠળ જઇ બે કાગળ જુદા જુદા હરફથી લખ્યા, તેમાં જાણે એક પોતાના ધણીના હાથનો ખુશીનો અને બીજો કોઇ બીજાના નામનો પોતાના ધણીની અશુભતાનો લખાવ્યો અને ધીમે રહી બારણું ઉઘાડી પોતાના પડોશમાં એક ડોસી રહેતી હતી તેની પાસે પેલા કાગળ આપી કહ્યું કે મા એક કાગળ અશુભનો અને બીજો શુભનો છે તેમાંથી આશરે પા કલાક પછી મારા ઘરમાં અશુભનો કાગળ આપી જજે અને જ્યાં સ્મશાનમાં ચિતા ખડકીને હું બેસીશ ત્યારે શુભનો આપી જજે. એમ સમજાવી રાજા પાસે આવી. એટલે કમાડ ખુબ ઠોકયાં ને કહ્યું કે ગુણસુંદરી લે આ તારો કાગળ છે. તું બપોરની કયાં ગઈ હતી હું તો બે ચાર ધકા ખાઈ ગઇ, પણ તું મળી નહીં. એવા શા કામમાં ફરે છે ? ગુણસુંદરી જેવી બારણું ઉઘાડવા ગઇ કે રાજાએ કહ્યું જે મને સંતાડ નહી તો મારી આબરૂ જશે. ને મરવું પડશે. ગુણસુંદરીએ તેને તરતજ પેલા ખાલી રહેલા પાંચમા ખાનામાં ઘાલી દીધો. અને તાળું વાસી દેઇ કાગળ અંદર લાવી, ઉપર જોવા લાગી તો મેલો દીઠો. તેથી તે રડવા લાગી કે હાય ! હાય ! આ કોની ખોટી ખબરનો કાગળ હશે ? એમ કહી ફેકેલીને વાંચ્યો તો માંહીથી નીકળ્યું કે ફલાણે દીવસે માણેકચંદ દેવલોક પામ્યો છે ! એ શબ્દ વાંચતાંજ તેણે મોટી કીકીયારી પાડી, અને છાજીયાં લઈ મ્હોં વાળ્યું. તે સાંભળી આસપાસથી મહેલાના લોક ભરાઇ ગયા, અને કહેવા લાગ્યા કે હાય ! હાય ! બીચારી ગુણસુંદરીનો વર મરી ગયો ! તે બીચારી બાળરાંડ થઇ ! કેટલાએક કહેવા લાગ્યા કે અરે ! બીચારીને એક છોકરૂં હોતતો પણ સારૂ ! હવે તે ગરીબ અબળાના દીવસ કેમ જશે ? તેની કેટલીએક બહેનપણીયો કહેવા લાગી જે અરે! હવેથી તેની કાળ જેવી રાત કેમ ખુટશે ? એમ અરસપરસ લોકો વાતો કરે છે અને ટોળે ટોળાં ભરાઇ તેના ઉપર દયાની નજરથી જુવે છે. ધીરે ધીરે તેના સગાઓને અને નાતવાળાઓને ખબર થઈ તેઓ પણ ખુખવો મુકતા આવ્યા ગુણસુંદરીએ પોતે સુર ચડાવ્યું અને કહ્યું કે મારે તો હવે મારા ધણીની પાઘડી લેઈ બળી મરવું છે, તે સાંભળી લોકો જય

અંબે જય અંબે કરવા લાગ્યા; કેટલાએક તો વારવા લાગ્યા. તેમને તમામને પોતાની નજર આગળથી કહાડી મેલ્યા, તેણે એવો તો વેશ બજાવ્યો કે કોઇના મનમાં જુઠું જરાપણ કળવામાં આવે નહિ, જે કોઇ તેને વારવા આવતું, તેને તે કહેતી કે હવે મારે જીવીને શું કરવું છે? મારા સુખનો સમુદ્ર જ્યારે એકદમ સુકાઇ ગયો, ત્યારે મારે જીવીને શું સુખ ભોગવવાનું છે? હું સતી થઇ સ્વર્ગમાં મારા વિયોગી ધણીને મળીશ. પછી તેણે પોતાનું ઘર પોતાની નાતને કૃષ્ણાર્પણમાં આપી દીધું, અને લોકોને પેલા કપાટ તરફ આંગળી કરી કહ્યું કે એમાં મારાં સારાં સારાં આભૂષણો અને વસ્ત્રો છે તેને પણ સ્મશાનમાં લો. પછી તે કપાટ ઉચકાવી પોતાના ઘરમાં એક ધણીની પાઘડી પડી હતી. તે લઇને સ્મશાનમાં ચિત્તા ખડકાવીને બોલી કે મારી પછાડી આ પેટીને પણ ચિતામાં હોમજો!

તે સાંભળી અંદર પેઠેલા પાંચે માણસોના જીવ ઉડી ગયા. અને છેલ્લી વખતનું ઇશ્વિર સ્મરણ કરવા લાગ્યા. તેમણે નક્કી ધાર્યું કે હવે આપણે જીવીયે તેમ નથી. પણ ચોરની મા કોઠીમાં મ્હોં ઘાલીને રૂવે, તેની પેઠે અંતકાળની વખત ઉપર પણ તેઓ એક અવાજ કરી શકયા નહીં, ગુણસુંદરીએ તો તે કપાટ મુકવાનો વિચાર કર્યો, પણ તેને વીચાર આવ્યો કે બીજાઓને તો મારે પાપ નથી પણ રાજા હજારોના પાળકને મારવો એ કામ ઘટિત નહિ. પછી પોતે પલાઠી વાળી ચીત્તામાં બેઠી, અને તેને સળગાવવાની આજ્ઞા કરે છે, તેવામાં પેલી ડોસી દોડતી ધાતી આવી તેના શુભ સમાચારનો કાગળ તેના હાથમાં આપ્યો કે તે ખુશી આનંદમાં છે! અને એમના કોઇ દુસ્મને આ પ્રમાણે ગપ ઉડાવી છે તે કાગળ સતીએ લઇને ફોડીને બોલી જે આ માણેકચંદના હાથનોજ કાગળ છે. પછી વાંચ્યું કે અમે ખુશી આનંદમાં છીએ અમારી ફીકર ચિન્તા કરશો નહીં. તે વાંચી સઘળા લોકોને હર્ષ થયો અને ગુણસુંદરીએ બળવાનું બંધ કર્યું. લોકો પોત પોતાને ઘેર વેરાઈ ગયાં. ગુણસુંદરીએ કહ્યું કે હવે મેં જે ઘર કૃષ્ણાર્પણ કર્યું છે તેમાં તો હું હરરોજ રહેવાની નહીં, માટે હું તો મારા ધણીની પાસે જઇશ અને આ મારી કપાટ દરબારને સ્વાધીન કરી જઇશ. એમ કહી પેલો કપાટ દરબારમાં મૂકવા ચાલી. તેણે દરબારમાં રાણી મણીગૌરી પાસે જઇને પુછ્યું કે રાજા સુરસિંહ ક્યાં છે?

તે વખતે દરબારમાં ફક્ત ગુણસુંદરી અને રાણી મણીગૌરી સીવાય કોઈ હતું નહિ. રાણીએ કહ્યું કોણ જાણે રાતના ક્યાં ગયા છે. તે હજુ સુધી આવ્યા નથી, ગુણસુંદરીએ કહ્યું બાઇ સાહેબ ! રાજાજી કાંઇ રમણે તો ચઢયા નથી ? રાણીએ કહ્યું–એમ કદી બને નહિ. એ રાજા જુદા અને મારો રાજા સુરસિંહ જુદો માટે ગુણસુંદરી આજ પછી કોઈ દીવસ મુખમાંથી એવો શુકન કહાડીશ નહીં, ગુણસુંદરીએ કહ્યું,—કદી એમ હોય, તો પછી તમારે શું કરવું ? રાણીએ કહ્યું, એમ હોયજ કયાંથી ? જો એમ હોય તો બીજા જેવી હું નહીં કે શાંખી રહું. પછી તો હું તેને મારા મહેલમાંજ પેસવા ન દેઉં ! એવી રાણી મણીગૌરીની બડાઇઓની વાતો સાંભળી ગુણસુંદરીએ રાજાવાળું કપાટનું ખાનું ઉઘાડી તેને બહાર કહાડયો. તેને રાણી મણીગૌરીએ હદથી જાદે ઠપકો દીધો, રાજા સુરસિંહ તેને એક પણ ઉત્તર આપી શકયો નહી અને શરમાઈ સ્તબ્ધ થઈ ઉભો રહ્યો, પછી ગુણસુંદરીએ રાજા સુરસિંહને કહ્યું કે વારૂ તમે એવા, પણ તમારા વજીર પણ એવાજ કે ? રાજા બોલ્યો–એતો હું ફસાયો પણ મારો વજીર અમૃતલાલ ઘણો ડાહ્યો ને વીદ્વાન છે, તે કોઈ દીવસ એવો હોય નહીં. જો તેમ મારા જાણવામાં આવે તો તેને તરત શીક્ષા કરૂં. તે વખતે બીજું ખાનું ઉઘાડી વજીરને કહાડયો. તે પણ સ્તબ્ધ થઇ ગયો અને પોતાનું ડોકું નીચું નમાવી ઉભો રહ્યો. રાજા આજદીન સુધી વજીરને ઘણો નીતીવાન અને ઠરેલ માણસ સમજતો, તેના કળવામાં વજીરનું સઘળું પોગળ આવી ગયું. તેથી તેનો દસહજાર રૂપૈઆ દંડ કરી, તેમાંથી પાંચ હજાર દરબાર ખાતે રાખી પાંચ હજાર ગુણસુંદરીને આપ્યા, રાજા પણ કપાટમાં સપડાયો હતો. તે વજીર જાણે છે પણ મોટાને કેમ હુંકારો કરાય ? તેથી તેણે મૂગે મ્હોડે દંડ ભર્યો. ગુણસુંદરીએ કહ્યું કે તમારા તો વજીર એવા અને કોટવાળ પણ એવા છે ! રાજાએ કહ્યું, કદાપી તેમ હોય નહિ, મારો કોટવાળ સુલેમાન ઘણો દાનો છે, તે એવા તુચ્છ કામમાં ફસે નહિ. તે સાંભળી લાગલુંજ ખાનું ઉઘાડી કોટવાળ ભાઇને બહાર કાઢયા ને કહ્યું કે જુવો રાજાજી ! આ કોણ છે ? રાજાએ તેના પણ પાંચ હજાર દંડ કરી અડધા ગુણસુંદરીને આપ્યા. પછી તેમણે પુછ્યું કે તમારો નગરશેઠ કેવો હશે. રાજા કહે કે નગરશેઠ તો ધર્મનો અવતાર છે, એવું રાજાનું બોલવું થવું કે તેને પણ ખાનાની અંદરથી કહાડયો. એટલે તેનો પણ બે હજાર દંડ કર્યો અને અર્ધા રૂપૈયા પવિત્ર ગુણસુંદરીને

સ્વાધીન કર્યા આખરે ગોરજી દેવચંદજીદાસજીને કહાડયો. તેના ઉપર રાજા સુરસીંહ ઘણો ગુસ્સો કરી બોલ્યો કે અમે તો સંસારી છીએ, તે વખતે ભુલીએ પણ તમે સંસાર ત્યાગ કરવાનો ઢોંગ બતાવી આવાં કામ કેમ કરો છો તેથી તમને જે શિક્ષા થાય તે થોડી છે એમ કહી તેનો અપાસરો મુળમાંથી ખોદી નંખાવ્યો. પછી ગુણસુંદરી પેલા રૂપૈયા લેઈ રાણી મણીગૌરીની રજા માગી પોતાનો ધણી હતો ત્યાં જઇને રહી.

---

## ધણીજ સ્ત્રી સાથે વ્યભીચાર કરનારો પુરૂષ તથા સ્ત્રી કપટસુંદરીનું ચરીત્ર.

**बिल्वस्तनीकोमलितासुशीला सुगन्धकुंतालिताचगैारा ॥**
**नाढ्ढ्लेपितायेनचकंठदेशे वृथागततस्यनरस्यजीवितम् ॥**

અર્થ—બીલીફળ બરોબર જેના સ્તન છે, કોમળ અને સુશીલ છે, સમસ્ત પ્રકારની સુગંધી સાથે અલક ગોર અને લલિતા ઓપી રહી છે, તેવીજ સ્ત્રીના ગળામાં જેણે બાથ ભરી આલીંગી નથી તેણે આ જગતમાં વૃથા જન્મારો ગુમાવ્યો છે.

કોઇ શાહુકારણી કપટસુંદરીનું રૂપ જોઇ તેના પર એક ઉદયશંકર કરીને બ્રાહ્મણ આશક પડયો, પણ તેને કેઈ રીતે મળવું એવા વિચારથી તે માળણ રંગીલીને ત્યાં ગયો, ને તેની સાથે મસલત કરી. માળણ તેને દિલાસો દેઇ જ્યારે શેઠ નહી હતા, ત્યારે શેઠાણી કપટસુંદરી પાસે જઇ અને મીઠાં વચનથી તેને વશ કરી. શેઠાણીએ ખુશી થઇને તેના વચન પ્રમાણે ચાલવાનું કબુલ કર્યું, ત્યારે માળણે તે દીવસે પોતાને ઘેર આવવાનું સૂચવ્યું, કે એક બ્રાહ્મણ તારા ઉપર આશક પડયો છે, તે મારે ઘેર છે, ત્યાં જો તું નહીં આવીશ તો તે મરી જશે. શેઠાણી કપટસુંદરીએ કહ્યું કે હું આજ રાત્રે આવીશ ત્યારે માળણને ઘેર ગઇ. શેઠના ગયા પછી સાંજરે શેઠાણી કપટસુંદરી સૃંગાર પહેરી માળણ રંગીલીને ત્યાં ગઈ. ત્યાં બ્રાહ્મણ ઉદયશંકરને અને શેઠાણી બન્નેને મુલાકાત થઇ. શેઠાણી કપટસુંદરીએ કહ્યું કે મીઠાઈ જોઇએ. ત્યારે બ્રાહ્મણ ઉદયશંકર ગુંજામાંથી બે રૂપીઆ લેઈ મીઠાઇ લેવા ગયો. શેઠાણીએ પણ એક રૂપીઓ તેને આપ્યો.

બજારમાં કંદોઈની દુકાન આગળ આવ્યો, તેણે બે ત્રણ દુકાનો જોઈ. પણ મીઠાઇ તેને ગમી નહી. તેથી આગળ આવ્યો ને ભાવ

પુછવા લાગ્યો તેને એ સુખડીએ કહ્યું કે અલ્યા! દરબારમાં એકેક રુપિઓ દક્ષણા આપે છે ને તું કેમ અહીં ઉભો રહ્યો છે? બ્રાહ્મણે કહ્યું—આજ મારે કામ છે. સુખડીએ કહ્યું—ભલા આદમી રૂપીઓ કેમ ખુવે છે? લાવીશ તો બરફી લેવાના કામમાં આવશે. બ્રાહ્મણે કહ્યું—તું તારી મેળે હમણાં બરફી આપને—પછી હું ૦ ઊં છું—કંદોઇએ કહ્યું—પછીથી શું તારૂં કપાળ જઇશ? દક્ષણા વહેંચાઇ જશે ત્યારે? માટે પહેલો જા ને. રૂપીઓ લાવીને મીઠાઇ લેજે. આ સાંભળી બ્રાહ્મણ ઉદયશંકર દરબારમાં ગયો ત્યાં દક્ષણા અડધાઓને વહેંચાઇ અને અડધા રહ્યા ત્યારે રાજાને વીચાર આવ્યો કે રાત પડી છે. માટે જે રહ્યા હોય તેમને અંદર પુરી મુકી સવારે દક્ષણા આપીશું. તેથી જેઓ રહી ગયા તેના ભેગો બ્રાહ્મણને પણ પુર્યો! માળણ રંગીલીને ત્યાં શેઠાણી રૂપટસુંદરી વાટ જોઇ રહી કે હજુ તે આવ્યો નહિ. અડધીક રાત જતાં તેને અનંગ વ્યાપ્યો, ને માળણને કહ્યું કે એ તો હજુ સુધી આવ્યો નહિ. માટે હવે તું ગમે તેને બોલાવી લાવ. માળણ પાનવાળાની દુકાને આવી ત્યાં દૈવયોગે તેનોજ વર પાન લેતો હતો તેને વીના ઓળખે લલચાવીને માળણ ઘેર તેડી લાવી, મેડા ઉપર સ્ત્રી બેઠી હતી તેણે શેઠનો પગ વતીને જાણ્યું કે આતો મારો પતિ આવ્યો—હાય! હાય! હવે શું કરૂં? પછી પોતે બીછાનાપર સુઇ લુગડું ઓઢી લોટપોટ થઇ, માળણ પુરૂષને લઇ ઉપર આવીને કહ્યું કે આ તારે માટે પુરૂષ લાવી! શેઠે કહ્યું કે મ્હો કેમ ઉઘાડતી નથી? પણ પેલી કપટસુંદરી કાંઇ બોલીજ નહીં ત્યારે માળણ સમજતી નથી, તેથી તેને પુછવા લાગી—ઉઠને! અડતલાં શું કરે છે? તારે કાંઇ જોઇએ છે.? શેઠાણીએ ઘાંટો બદલી કહ્યું, હા, વીંટી આપે તો હું વાતચીત કરૂં, ત્યારે શેઠે આંગળીએથી વીંટી કાઢી આપી તો પણ તેણે પડદો ખોલ્યો નહીં ત્યારે કહ્યું કે હવે તો ખોલ બીજું કાંઈ જોઇએ છે? ત્યારે કહ્યું કે હવે કંઠી આપે તો મેળાપ કરૂં. તે પણ કામાતુર શેઠે આપી, તે સ્ત્રી ગુસ્સો કરી બોલી ઉઠી—લુચ્ચા! તું મને હમેશાં કહે છે કે તારા સિવાય મને કોઇ પણ વહાલું નથી, પણ તેની પરીક્ષા જોવાને સારૂં હું અહી આવું છું ને મેં આજ જોયું કે તારામાં કેટલું સત્ય છે, આ પ્રમાણે તું હમેશાં દ્રવ્ય ઉડાવે છે તે કેટલા દીવસ ચાલશે! તે સાંભળી ઘણો ભુંડો પડયો ને જાણ્યું કે મારી સ્ત્રીમાં કોઇ રીતનો બગાડ નથી. પછીથી તે તેનો વીશ્વાસ કરવા લાગ્યો અને સ્ત્રી કપટ સુંદરી સત્યનો ઢાંકો રાખી હમેશાં જારી રમવા લાગી.

# મહેસિંહ રાઠોડ અને મનોહરશાહ તથા તેની સ્ત્રી ચપળામતીનું ચરીત્ર.

आनंदकंदर्पनिधानरुपा झगत्कणत्कंकणनूपुराऽढ्या ॥
नाऽस्वादितायेनसुधाऽधरस्थापृथागतंतस्यजीवितम ॥

અર્થ—રૂતુરાજની બહાર રૂપ જેનું સારૂં શોભાયમાન છે. પગમાં ઝાંઝરનો ઝમકાર ખખડી રહ્યો છે તેવી સ્ત્રીના હોઠનો જેણે મીઠો સ્વાદ લીધો નથી તેણે આ જગતમાં વૃથા જન્મારો ગુમાવ્યો છે.

મારવાડ મધ્યે પોકરણની પાસે સુરપુરા નામે એક ગામ છે ત્યાં ધીરસીંહ અને મહેચીંહ નામના બે રજપૂત ભાઇઓ રહેતા હતા. એક સમે તે ગામ પર સરાઇ લોકો ચડી આવીને ગામની મીરાત એટલે ઢોરઢાંખર, વાળી ચાલતા થયા, તેથી રૈયત બે ભાઇ પાસે ફરીયાદે આવી. આ જાતે અસલ રાઠોડ હતા તેથી મેઘનાદે કરીને સીંહ તેના જંગલને ગર્જનાથી ગજાવી મેલે છે. તેવી રીતે આ બે શુરવીરો ખળભળી ઉઠયા, જોત જોતામાં તેઓ નાગાં ખાંડાં સજીને ચોકમાં આવી ઉભા, તેઓ ન્હાના ગામના ઠાકોર હતા તેથી તેમને સેના હોય એની કે તેમની પછવાડે ચઢે ? પણ તેઓ જાતે કઠોર રાઠોડ રજપુતના બેટા હતા, એટલે સંખ્યાબંધ શતરૂ સામે પણ તેઓ એકલા પવનપૂર સ્વાર થઇને ચાલ્યા.

આવી તેમની હિમ્મત ને બહાદુરીથી ગામના લોકો તેમની વારે ચઢયા મેદાનમાં જઇને તેઓએ રણસીંગડા ફુકયાં તેથી શતરૂને જાણ થયું કે કોઇ વારસો લેવાને આવ્યો છે તો હવે તેને જમને સ્વાધીન સોંપવો, એટલું બોલતામાં તો પાંચ હજાર માણુસ સામે આવી ઉભું તે જોઇને મહેસીંહ ક્રોધથી બોલ્યો કે "કોઇ રાંડ ભુંડણે આ જણુતર જણી મેલ્યું છે ? આમાં કોઇ રજપુત બચ્યો નથી ? કાયર વર્ણશંકર ભેળા હુવા છે.

મહેસીંહની આવી કડવીઝેર બોલી સાંભળીને પ્રતીપક્ષીનો સરદાર શીરોઇ ઉગામીને એકદમ ધસી આવ્યો ને જેવો ઘા કરવાને જાય છે તેવામાં તો ધીરસીંહના ઝટકાની સાથે તેનાજ ત્રણ ખડ છુટા થઇને પડયા એટલે સામે વાળીયા લશ્કરે તેમને ઘેરીને માર માર કરવા લાગ્યા પણ બંને ભાઇઓ બાહોશ અને પુરા ખેલાડી હતા તેથી તેમને શતરૂનો એક ઝટકો લાગ્યો નહી અને સુરજ આથમતાં પહેલાં તેઓએ સરઇઆ (લુટારા)ની અરધી ફોજના માણુસનો વિષ્ણુ લોકમાં મોકલ્યા.

આવા હિંગામમાં કોઇ એક અબળા હથીયારબંધ જમીનમાં લોટતી લોટતી છેક ધીરસીંહના પગ વચ્ચે આવી ગઇ, અને સુતાં સુતાં તેણીએ એવો કારી ઘા ધીરસીંહની છાતી સરસો માર્યો કે તેનું અરધું શરીર વચ્ચેથી ચીરી નાખ્યું તેથી કરીને તે લડથડીયું ખાઇ નીચે પડયો; તે જોઇને ગંસીંહની આંખની ખુમારી ભરાઇ આવી, ડોળા લાલચટક થઈ ગયા, અને ભાઇનું વેર લેવાને સારૂ હવે બીજે હાથે તેણે ભાલો નીચો પાડી તેણીને ઝાલી લેઇ ખભે અંતરીક્ષ લટકાવી !! તે જોઇને સર્વે કોઇને ધીરજ ના રહી અને ત્યાં ભંગાણુ પાડયું; તેઓ પોતાનો જાન લઇને નાઠા.

એવામાં ધીરસીંહ રણમાં ખપ્યા એ વાતની ખબર તેની સ્ત્રી ભટીયાણીને થઈ કે તે આવીને સતી થઇ, ત્યારે મહેસીંહને એક આંખમાં શ્રાવણ અને બીજીમાં ભાદરવો ફુટી પડયો !

જે લોકો તેમની વાંસે વ્હારે ચડયા હતા. તેમને સરૈયા લોકે નારાજ કર્યાથી ગામમાં મરદનું નામ દીઠામાં આવતું નહોતું, એથી કરીને મહેસીંહને બહુ કલ્પાંત થયું તેથી ગામ મેલીને ચાલી નીસર્યો કે હવે આપણું અહીં પુરૂ થવાતું નથી. તે ચાલ્યો ચાલ્યો ત્રાંબાવટી નગરીમાં આવી પહોંચ્યો. તેની પાસે પૈસો ટકો રહ્યો નહોતો, તેથી અહી કેમ નીર્વાહ ચલાવવો તેની સોચમાં પડયા. વટેમાર્ગુઓને જોઇ મહેસીંહે પુછયું કે આ શહેરમાં મને નોકર રાખે એવો કોણ છે ? એક બે જણે કહ્યું કે તમને ચાકરી રાખી ભાખરી આપે એવો તો આ ગામનો ફક્ત નગ્રશેઠ ઉજમશાહ છે.

મહેસીંહ ચાલ્યો ચાલ્યો નગ્રશેઠને ઘેર આવી સલામ કરીને ઉભો તેને જોઇ ઉજમશાહ મનમાં ઓશંકાયો; પણ વાણીયાભાઈ એટલે જાતે ચતુર, તેથા ચેત્યો કે આ કોઇ મહાન પુરૂષ છે ખરો. પણ વખાનો માર્યો આવેલો દીસે છે માટે કદાચ આશ્રમ માગે ને આપણે એને આપીએ તો કોઇ દીવસ કામનો છે. એવી ધારણાથી તેમણે પુછ્યું. આવો ભાઇ ? તમે કીયે ગામથી આવ્યા ? તમારૂં નામ શું અને તમારે શું જોઇએ છે ?

મહેસીંહ—હું મારવાડ ધરતીનો રહેવાસી, જાતનો રાઠોડ રજપૂત ને મહેસીંહ મારૂં નામ છે. અને ચાકરીના લોભે હું તમારે ઘેર આવ્યો છુ.

**નગ્રશેઠ**—(હશીને) તમારી ચાકરી કરવાનીજ મરજી છે, તો હું તમને રાખીશ, દશ રૂપૈયાનો પગાર આંપીશ ને કોઈ પણ પાંતીનું મારે ત્યાં તમને દુઃખ રહેશે નહી. નગરશેઠની આ ચાહના જોઇને

મહેસિંહે તેની ચાકરી કબુલ કરીને ત્યાં રહ્યો. હવે શેઠને મનોહરશાહ નામે એકનો એક છોકરો હતો, તે દુર દેશાવર પરણ્યો હતો અને તેની વહુ આણા જોગ થઇ હતી. પણ માર્ગમાં બો ઘણો હોવાને લીધે આણું વાળવાને ત્યાં જવાતું નહિ હતું, તેથી કરીને હવે પોતાના દીકરા સાથે આ નવા રખેલા રજપૂત સીપાઇને વહુને તેડવા મોકલ્યો.

તે કેટલેએક દીવસે ડુંગરપુર વાસુવાળે આવ્યા. ત્યાંથી ખેપીયા સાથે વધાઈ વીજયપુર પાટણ મોકલી. પાછળથી તેઓ પણ જઇ પહોંચ્યા. મનોહરશાહનો સસરો તારાચંદશા શેઠ સામૈયું કાડીને વાજતે ગાજતે ગામને પાદરે આવ્યા. ત્યાં તેઓનો મેળાપ થયો. પછી તે બળતી મશાલે બડી ધામધુમથી ગામમાં આવ્યા. સાજન માઝન આવીને હીરાચંદશા શેઠને આંગણે ઉતર્યા તેણે સર્વેનો યથાયોગ્ય સત્કાર કરી ફુલ, સોપારી, પાન શ્રીફળ વીગેરે, આપીને વીદાય કર્યા. પછી જમાઇની તેણે આસવાસના કરી સારી પરૂણાગત કીધી અને એક જુદી એલાયદી મેડીયે ઉતારો આપ્યો. ત્યાં મહેતા, ગુમાસ્તા, દાસ, દાસીયો, વીગેરેને તેની સેવામાં સોંપ્યાં, હવેલીમાં દીવા ઝાકઝમાળ બળી રહ્યા છે. કોઈ પાંતીની ન્યુનતા જણાતી નથી, જે જોઇએ તે હાજરજ છે. તે જોઇને બધાએ બહુ ખુશી થયા, એમ કરતાં આનંદમાં બે પ્રહર રાત ગુજરી ગઈ તેના સસરે જમાઇને થાકયા પાકયા જાણી હવે જલદીજ સુઈ રહેવાની મેડી બતાવી. ત્યારે મહેસિંહ શેઠની વાંસે ચાલ્યો, તેને કહે તું કયાં જાય છે ? તો કહે, મારા શેઠને જુદો મેલાય નહિ. એ જ્યાં સુએ તેની ઓશરીમાં મારો ઢાલીયો ઢાળો. નહીંતો શેઠને હું એકલો મુકતો નથી. ત્યારે તો બન્નેના ઢાલીયા પાસે નંખાવી આપ્યા.

શેઠની સજ્યાપર ફુલની ઝાલર ઝુલી રહી હતી; સુગંધી બહેકતી હતી, પાન સોપારીની તબક હાજર હતી. શેઠ બીછાનાપર જઇને સુતો ને એક બે દાસીઓએ આવીને તેની પગચંપી કરવા માંડી, એટલે બેરખી શેઠાણી ચપળમતી સ્રૃંગાર સજીને રૂમઝુમ કરતાં નેન નચાવતાં ઓરડામાં આવ્યાં. તેણે પ્રથમ શેઠની સોના નાંણે નોછાવર (લુંણ) ઉતારી દાસીને આપી વીદાય કરી. પછી અગર ચંદનની અર્ચા કરી, ફુલના હાર, ગજરા પહેરાવી આરતી ઉતારી ને શેઠની પગચંપી કરતી પલંગપર બેઠી.

આવે સમયે રસ્તાના થાકને લીધે શેઠાણીનું નુર તથા ચપળમતીનાં નખરાં જોઇને શેઠ તો છકજ થઈ રહ્યા, તેમજ શેઠાણી પણ

મનમાં એકે બોલ બોલ્યાં નહિ, તેથી શેઠની આંખ મીંચાઇ ગઈ અને ઘોરવા માંડયું. પણ અહીં આગળ મહેસીંહ જાગતોજ પડી રહ્યો. શેઠનાં નસકોરાં બોલતાં સાંભળીને એક બે વાર શેઠાણીએ ઢંઢોળ્યા પણ કાંઇ જવાબ આપ્યો નહીં એટલે તે પલંગપરથી નીચે ઉતરીને સૃંગાર વગેરે કીધો, ઘાઘરાનો કછોટો માર્યો, અને પટોળીથી કમર કસીને ઓરડામાં ગઇ, માંહેથી ઢાલ તરવાર લઇને બહાર આવી કમાડ વાશીને નીચે ઉતરી. મ્હેસીંહ ગુપચુપ તેની પાછળ થયો ને જોયું તો શેઠાણી ગામ બહાર એક મોતીશા ફકીરના તકીઆ આગળ આવી ફંડકો ઠોકયો.

એટલે માંહેથી પુછયું—કયું બે રંડી! આજ ઇતની દેર કયું લગાઇ? જા ઈદરસે કુછ તેરા કામ નહિ હે!

ત્યારે બહારથી શેઠાણીએ બહુ બહુ કાલાવાલા કરીને દરવાજો ઉઘડાવી અંદર જઇ કહ્યું કે મેં કયા કરૂં? મેરા ખાવીંદ આજ રોજ આણા કરનેકુ આયાહે—સો દેર લગી, તે સાંભળતાંનેજ વાર ફકીરની આંખમાં ઝેર ભરાયું. અને તેનાં રૂવેરૂવાં ઉભાં થયાં. પછી તે ક્રોધ કરી બોલ્યો "જા તેરા ખાવીંદકા શીર ઉતારકે મેરી પાસલા, તો, આ નહિ તો મીજે તેરા કુછ કામ નહિ હે" શેઠાણી ચપળમતી વીચાર કરતી ઉભી રહી ત્યારે ફકીરે ફરી ધમકાવીને કહ્યું કે "જા બે રંડી કયું ખડી રહી હે? એટલે શેઠાણી ઉઠીને ચાલી.

શેઠાણી ચપળમતી ઉઠી કે મહેસીંહ ચેત્યો કે રાંડ ખચીત શેઠને મારશે તેથી શેઠાણી જેવી બહાર નીકળી તેવો પોતે ફકીર પાસે જઇ પહોંચ્યો ને એક ઝટકાથી સાંઇને પુરો કરી તેની લાસની ગાંસડી પોતાની પીઠ પર બાંધી લઇ શેઠાણી પહેલાં શેઠ મનોહરશાહની પાસે આવી પહોચ્યો ને શેઠને જગાડયો—" શેઠ! ઉઠ, ઉઠ!" શેઠ કહે, શેઠાણી છતાં તું કેમ અહીં આવ્યો! ત્યારે રજપુત કહે "મુર્ખ ઉઠ! શેઠાણી તારી સોડમાં કયાં છે? ઉઠ! નહી તો હમણાં જીવથી માર્યો જશે" શેઠ જીવ જવાના ડરથી તુરત ઉઠયો. કે તેને રજપુતે પોતાના ખાટલામાં સુવાડયો. ને ફકીરની લાસ શેઠના પલંગમાં નાખી રજાઇ ઓઢાડીને દીવો બુઝવી પોતે સંતાઈ બેઠો. શેઠાણી ચપળમતી આવી પોતાનો પતી જાણી ફકીરના ગળાપર ઝટકો માર્યો તેનું માથું તો કાપેલુંજ હતું તે તરત છુટું થઇ ભોંયપર ગબડી પડયું તે લેઈ અંધારે અંધારે મોતીશા ફકીરને તકીએ આવી ફડકો ઠોકયો. પણ કોઇએ જવાબ આપ્યો નહીં તેથી અંતે ફડકો ( તકીઆનો દરવાજો ) તોડીને અંદર ગઇ તો

ફકીરને દીઠો નહીં ને મહા દુઃખ પામી. થોડીવાર ત્યાં રાહ જોઇને આખર સમજી કે ધણીને હું મારવા ગઈ, તેથી હવે ડરીને પિટયો નહાસી ગયો છે, તેથી નીરાશ થઇને પોતાને ઘેર આવી એકદમ ચીસ પાડીને રડી ઉઠી માથાના વાળ વીખી છાતી કુટવા લાગી. તે ગબડાટનો પોકાર સાંભળીને આસપાસથી તેનાં સગાંવહાલાં દોડી આવ્યાં, પણ ઓરડામાં અંધારૂં તેથી કાંઈ નજરે પડે નહીં; સહુએ જેમ તેને વીલાપ કરીને રડવાનું કારણ પુછ્યું તેમ તેમ તે વધારે બરાડા પાડીને રડવા લાગી, અને તેના ધણી મનોહરશાહના નામનો છેડો વાળ્યો.

એ સાંભળીને હીરાચંદશા અને તેની સ્ત્રી છોકરીને રંડાએલી જાણી પોક મેલી રડી ઉઠયા. બેરખી શેઠાણી ચપળામતીએ વીલાપ કરતાં રજપુતનું નામ દીધું કે હરામખોરે મારી ઉપર કનજર કરીને શેઠનું ખુન કર્યું છે! લોકોએ જાણ્યું કે જમાઇએ હોંશથી પોતાની પાસે સીપાઇને સુવાડયો તેથી શેઠાણી નજરે પડયાં તે લાલચે જમાઇને મારી નાંખ્યો છે, પછી તેની રાજા ચતુરસાગર પાસે જઇને ફરીયાદ કીધી.

રાજાએ મહેસીંહને બાંધી તેની હજુર બોલાવી સર્વેના દેખતાં પૂછ્યું કે તેં શેને સારૂ શેઠના જમાઇને મારી નાંખ્યો?

**મહેસીંહ**—મેં માર્યો નથી શેઠને જાળ્દાને સારૂ મને તેના બાપે સાથે મોકલ્યો છે. તે હુંજ એને કેમ કરીને મારૂં?

**રાજા**—સર્વ તારૂં નામ દે છે અને તું ના કહે છે, એ મનાય કેમ?

**મહેસીંહ**—કદાચ મારી હશે તો કટારી, પણ તરવાર મારી પાસે છેજ ક્યાં?

ત્યારે રાજાએ કહ્યું કે લાવો લાસ, આપણે જોઇએ કે શેનો ઘા છે? વાણીયા દોડી ગયા ને જોયા વગર પલંગનો પલંગ ઉપાડી લાવ્યા, ઉપરથી પીછોડી ખેંચી લીધી ત્યારે મુડદું તો કોઇ મઢીવાળા ફકીરનું નીકળ્યું, રાજાએ અચંબો પામીને હીરાચંદ શેઠને પૂછ્યું કે આજ તમારો જમાઇ કે? તે જોઇ બધા વીચારમાં પડયા, કોઇ મશ્કરીમાં કહે કે હા. કોઇ કહે ના! એવું કેટલીકવાર ધીંગાણું ચાલ્યું. કચેરીમાં સર્વે જણા જોઇ રહ્યા. તેમાંથી એક જણ બોલી ઉઠયો કે આતો ગામ બહાર ગાંડો ફકીર મોતીશા હતો, તેની લોથ જણાય છે તે સાંભળીને વાણીયાઓ એકબીજાનાં મ્હોં જોવા લાગ્યા. અને તેમનાં જડબાંજ બંધ થઇ ગયાં.

રાજા—શેઠ! આજ આપનો જમાઇ ?

વાણીયા તો ફીક્કા ધોળુ જેવા થઇ ગયા, જુઠા પાડયા અને લાખ ટકાની સાખ ગુમાવી, તેથી આકુંઠીત થઇ એક પણ જવાબ આપી શકતા નથી.

રાજા—મહેસીંહ! આ છે શું એનો ભેદ તું ખોલ ?

મહેસીંહ—હું નીચે ઓશરીમાં સુતો હતો તે શું જાણું! એ વાતની ખબર શેઠાણી ચપળામતી જાણે.

રાજાએ કહ્યું જે ખરી વાત—બોલાવો શેઠાણીને! પછી શેઠાણીને તેડાવી પૂછ્યું કે બોલ આમાં શો ભેદ છે! આ ફકીર તારી સોડમાં કેમ આવીને સૂતો અને કોણે માર્યો, તારો ખાવીંદ પ્રથમ તારી સેજમાં સુતો હતો તેનું શું થયું ?

શેઠાણી ચપળામતીએ તેના યારને મારેલો જોઇને તેના કાળજાં કોરાઇ ગયાં અને ભર કચેરીમાં તેની આવી ફજેતી થઇ, તેથી અવાચક થઈ નીચું જોઇને ઉભી.

ત્યારે રાજાએ પાછું મહેસીંહને પૂછ્યું કે, હવે તારા સીવાય આ બધા ભેદનો પડદો કોઇ ખોલી શકે તેમ નથી, માટે તુંજ ખોલી દે કે એ થયું કેમ ?

હવે મહેસીંહ સર્વના સાંભળતાં કહ્યું કે કાલે સાંજના આ હીરાચંદશા શેઠ અમને બડી ધામધુમથી તમારા શેહેરમાં લાવ્યા અને તેની મેડીમાં ઉતાર્યો, અમારી પરણાગત કરવામાં એણે કશી બાકી રાખી નથી. સર્વના સુતા પછી મધ્યરાત્રીને સુમારે આ બેરખી શેઠાણી ચપળામતી કછોટ મારી કમ્મરે કશીને ઢાલ તરવાર સાથે મારા બીછાના આગળ થઇને મહેલ બહાર નીકળ્યાં, જેથી મને અચરજ લાગ્યું, એટલે હું પણ મારાં હથીયાર સજીને તેને પગલે ચાલ્યો. ચાલતાં ચાલતાં ગામ બહાર આ ફકીરને તકીયે આવી શેઠાણીએ ફડકા ઠોકયા, ત્યારે ફકીરે એટલી મોડી આવવાનું કારણ પુછ્યું તેથી શેઠાણી ચપળામતીએ પોતાના ખાવીંદ આવ્યાના સમાચાર કહ્યા. જેથી તેણે અદેખાઇથી તેનું માથું કાપી મંગાવ્યું તે લેવાને શેઠાણી ત્યાં ચાલ્યાં એટલે મેં પાછળથી ફકીરનો ધડોલાડવો કરીને, ઘેર શેઠાણીની અગાડી જઇ પહોંચ્યો. શેઠની જગાએ આ ફકીરને સુવાડયો, એટલે શેઠાણીએ આવી તલવારના ઝટકા સાથે માથું છુટું પાડી તે લઈ પાછાં ચાલ્યાં પણ ફકીર મળ્યો નહિં તેથી નીરાશ થઇ પાછાં ઘેર આવીને આ ફીતુર ઉઠાવ્યું ને બાકીનું તમને રોશન છે.

રાજા—મહેસિંહ ધન્ય છે તને અને તારી હીમ્મતને! તું સાચેસાચું બોલ્યો, પણ તારો શેઠ જીવતો છે તો એ મંડળીમાં તે કેમ દીસતો નથી! તેને તેં ક્યાં અને કેમ છુપાવ્યો?

મહેસિંહ—આ બધી બદમાસી અને બદનામીના ગંધથી મેં તેને બચાવી રાખેલો છે, તમારે ખાતરી કરવી હોયતો ફલાણો અપાસરો છે તેમાં તે બેઠો છે. ત્યાંથી કોઇ દરબારીને મોકલી તેડી મંગાવો.

રાજાએ તરતજ તેને તેડવાને સારૂં ચોબદાર મોકલ્યો.

રાજા—મહેસિંહ તેં એને સંતાડી મેલવાનું કારણ કહ્યું નહિ?

મહેસિંહ—રાજા ચતુરસાગર! હવે એટલેથી આટોપો, વધારે સાંભળવામાં માલ નથી. પણ રાજાના આગ્રહને લીધે તે બોલ્યો કે ખરૂં પુછાવો તો તેનું કારણ તમે કેવો ન્યાય કરો છો કે મારો શેઠ જીવતાં છતાં વાણીયાઓના કહેવા ઉપરથી મને ફાંસી ઘો છો કે શું? તે જોવા ની મને ઇચ્છા થઇ, તેથી મેં મારા શેઠને લપાવી રાખ્યો.

પછી રાજાએ બેરખી શેઠાણી ચપળામતીનાં નાક કાન કાપીને ગામ બહાર કાઢી મેલી. તેના બાપ, સગાંવ્હાલાં અને વાણીયાની ન્યાત જે ત્યાં આવી હતી તેમની બેટીઓ બહુ મોટી કર્યાથી તેમને યારના સંગની કેવી વ્યાધી થાય છે, તથા તેનાથી કેટલાં પરિણામ નીપજે છે તે સુચવીને તેને કહાડી મેલ્યા. મહેસિંહની ચતુરાઇ તથા બહાદુરી જોઇને રાજાએ તેની પોતાની પાસે રાખી લીધો ને પછીથી પોતાની કુંવરી પ્રિયસુંદરી પણ પરણાવી તેના શેઠ મનોહરશાહને પણ ગામની બીજી કન્યા ઉદયમતી પરણાવી, તેને દાસ દાસી, હાથી, ઘોડા વીગેરે આપીને વીદાય કર્યો.



# પીતા પુત્ર બન્ને એકજ સ્ત્રી સાથે વ્યભિચાર કરનાર શેઠાણી કપટમતી.

**चंद्राऽऽननासुंदरगौरवर्णा। व्यक्तस्तनी भोगविलासदक्षा॥**
**नांऽद्यालितावैशयवेषुयन । वृथागतंतस्यनरस्यजीवितम्॥**

અર્થ—ચંદ્ર સમાન જેનું મુખ છે, દેહ ગૌર છે, વ્યકસ્તની અતીશય ભોગની ઇચ્છામાં મશહુર છે; તેવી સ્ત્રી લઇ જેણે પલંગ ઉપર શયન કર્યું નથી તેણે આ જગતમાં વૃથા જનમારો ગુમાવ્યો છે.

કોઇ કપટમતી શેઠાણીને એક કોટવાલ સાથે દોસ્તી હતી તેથી કોટવાળ હમેશાં જ્યારે તેનો ધણી બહાર જાય ત્યારે લાગ જોઇને

તેના ઘરમાં આવતો જતો હતો. કોટવાળને એક છોકરો હતો તે ઘણો ખુબસુરત હતો, તેને પણ તે સ્ત્રી સાથે દોસ્તી થઇ, ત્યારે બન્ને બાપ દીકરો જુદે જુદે વખતે લાગ જોઇ આવવા લાગ્યા. એક દીવસ છોકરો શેઠાણી કપટમતીના ઘરમાં આવ્યો ને વાતચીત કરે છે એટલામાં કોટવાળ ત્યાં ફરતો ફરતો આવી ચઢ્યો અને બારણું ઠોક્યું ત્યારે છોકરો બાપ આવ્યો જાણી ગભરાયો ને સ્ત્રીને સંતાડવા માટે આજીજી કરી. તેને એક ઓરડીમાં ઘાલી શેઠાણીએ બારણાં ઉઘાડયાં ને કોટવાલને આદરમાન દઇ અંદર લીધો તેને પાનની બીડી ખવડાવે છે, ને ગપાટા ચાલે છે, એટલામાં તેનો ધણી આવી પહોંચ્યો ને કમાડ ખખડાવ્યાં તેવોજ કોટવાળ થરથર ધ્રૂજવા લાગ્યો કે હાય ! હાય ! હવે મારી આબરૂ કોડીની થશે ! શેઠાણી કપટમતીએ કહ્યું. ગભરાઇશ નહીં. કહું તેમ કર ! આ એક હાથમાં મ્હોટો ઘોકો લે અને આંખો લાલ કરીને ગુસ્સાભેર મહોડે બોલતો બોલતો દરવાજા આગળ જા કે માદરબખત ! જો મારા હાથમાં આવે તો માથુંજ ભાંગી નાંખુ એમ કકળાટ કરી બે ચાર ગાળો દેઈ કમાડ ઉઘાડી બેધડક ચાલ્યો જા ? તને કોઇ પુછે તો તેનો ઉત્તર દેઇશ નહીં અને બડબડતો ચાલ્યો જજે કોટવાલે શેઠાણીના શીખવ્યા પ્રમાણે કર્યું તે જોઇ ઘરધણી ગભરાટમાં પડયો અને સ્ત્રીને પુછ્યું કે શું છે કે કોટવાલ આપણા ઘરમાંથી ગાળો દેતો દેતો બહાર નીકળ્યો ! સ્ત્રીએ તેને કહ્યું. અરે ! એના છોકરાએ કાંઇ ગુન્હો કર્યો હશે, તેથી તે નાશીને આપણા ઘરમાં આવ્યો છે, મેં તેને આપણા પેલા ઓરડામાં સંતાડયો છે, તેની ખબર પડી હશે તેથી અહીં ખબર કાઢવા આવ્યો હતો, પણ જડયો નહિ તેથી બડબડાટ કરતો ચાલ્યો ગયો. માટે હવે ઓરડામાંથી એ છોકરાને સમજાવીને કહાડી મુકો !! તે સાંભળી તેના ધણીએ છોકરાને વીદાય કર્યો.

## મઘડો સોની તથા તેની સ્ત્રી ગુલાબવંતી.

**आनंदरुपातरुणीनतांगा । सद्धर्मसंसाधनश्रष्ठिरुपा ॥**

**कामर्थदायस्यगृहेननारी । वृथागतंतस्यनरस्यजीवितम ॥**

અર્થ—આનંદમાં ને આનંદમાં તરૂણ સ્ત્રી નમનતાઇથી ચાલનારી છે, સુધર્મ સાધન અને જગમાં જેની કીર્તિ જામેલી છે એવી સ્ત્રી જેના ઘરમાં કામના અર્થ નથી તેણે આ જગતમાં વૃથા જન્મારો ગુમાવ્યો છે.

ચંદ્રકાન્ત શહેરમાં કોઇ એક મહા ધનાઢય મધડા નામનો સોની વસતો હતો. તેને ત્યાં સેંકડો કારીગરો કામે લાગતા હતા, લોકોમાં તેની આબરૂ તથા વહેવાર સારો હતો, જેવો તે પોતાના હુન્નર ને કળામાં કુશળ હતો તેવોજ સામુદ્રીક વીદ્યામાં અચ્છી માહીતગીરી મેળવી નીપૂણ થયો હતો. સંસારમાં ઉત્તમ પ્રકારનું સુખ મેળવવાના હેતુથી તેણે એ વીષયના અભ્યાસ પછવાડે પોતાની અડધી દોલત ખરચી નાખી હતી. ચૌદ વર્ષની ખીલતી જુવાનીના બહારમાં તે દુનીયાના રાહ ધાટમાં પડયો હતો. તેણે મહેતાબ જેવી ખુબસુરત અને પરી ચેહેરાની એક કુલીન સ્ત્રી સાથે ધામધુમથી લગ્ન કર્યાં. અરસપરસ તેઓનો સ્નેહ ના પુછવા જેવો હતો. પણ માણસની ધારણા આગળ તેનો સેતારો તેની અદેખાઇ કરે છે, જેમ ઇંદ્ર ધનુષનો પડછાયો પાણીમાં ઝાઝીવાર દેખાતો નથી તેમ થોડા વખતમાં આ સુકોમળ પદ્મની ઉપર બીજા આશકોનો મોહ થયો, તેઓ પોતાના કરતુકમાં ફનેહ પામ્યા નહીં; પણ તેથી કરીને ગરીબ બીચારી અબળાનું મન ધીમે ધીમે ફેરવાયું. સોનીને તેના વિદ્યાના જોરથી માશુકને વ્યભીચારણી થએલી માલમ પડી, તેજ વખતે તે છુટા છેડા કરી બીજી સ્ત્રી પરણી લાવ્યો તે પણ તેવીજ માલમ પડયાથી તેની શોકયને મળવાને તેને પણ મોકલી, એ પ્રમાણે મધડા સોનીએ પોતાની ત્રીસ વર્ષની વયમાં છાપરાછાપરી પંદર સ્ત્રીઓ પરણી કાઢી મેલી! એમ કરતાં તે છેક કંટાળી ગયો, ત્યારે વીચાર કરવા લાગ્યો કે મોટી કન્યાને પરણું છું એમાંજ મારી મૂરખાઇ છે, કેમ કે તેઓ પીયરમાં દુરાચાર શીખી મોટી થઇને આવે છે; પછી પીશાચણીઓ બહાર વૈભવ શોધે છે. હવે કોઇ નાની છોકરી સાથે લગ્ન કરવાં કે જેને દુનીયાંનો પવન પણ લાગેલો ના હોય. વળી તેના ખાવાપીવા વગેરેની સર્વે પરવસ્તી મારે હાથેજ રાખી તે કોઇનો સમાગમ થવા દેઉં નહી, તો જોઇએ પછી કેમ તે પતીભક્તી ભૂલી જશે. મનમાં એવી દ્દઢતા કરી પોતાની નાતમાંથી સાત વર્ષની છોકરી ગુલાબવંતીને તે પરણી લાવ્યો. છોકરીને લાવીને તેણે સાતમી મેડીયે ઘાલી મેલી. દુકાનના કામકાજમાંથી ફુરસદ મેળવીને તે ઉપર જઇ સઘળો વખત આ બાળાને કેળવવામાં કહાડતો હતો. એ પ્રમાણે કેટલેક કાળે તેને તરૂણ વયના ચીન્હો પ્રાપ્ત થવા માંડયાં. તે જોઇને મધડો સોની પણ મગનમાં રહેવા લાગ્યો. આનાથી આપણી મહેનતનું ફળ સરશે ખરૂં.

એક દીવસ નવી મુગ્ધા ગુલાબવંતી બારીએ બેઠી બેઠી નીચે

જુએ છે તેવામાં એક ગાડી તેને દરવાજે આવીને અટકી. તેમાંથી ચાલીસ વર્ષના સુમારે વયની એક સ્ત્રી વસ્ત્રાલંકાર પહેરેલી નીચે ઉતરીને હસ્તી હસ્તી તેની દુકાનમાં પેઠી અને કેટલીકવાર પછી તેજ રડતી કકળતી પાછી નીકળી તે જોઇને તેણે ઉપરથી પુછ્યું. બાઇ તું હસ્તી હસ્તી આવી અને રડતી રડતી કેમ પાછી જાય છે.

એવો અવાજ સાંભળી ઉંચે જોઇ કહેછે—બાઇ! તારે કાજે રડુ છું; કેમકે હું તારી નણંદ થાઉંછું. તું બગડે નહિ માટે તારા ઉપર આટલો બધો આટલો જાપતો રાખેલો છે તે મારાથી જોઇ શકાતું નથી. એટલું બોલીને તે ચાલી ગઈ.

નણંદનાં વચનો આ મુગ્ધ ગુલાબવંતીના હૃદયમાં બાણુના જેવાં સુંસરાં પડયાં છેથી તે એકદમ ગુસ્સામાં આવી જઇ બોલી અહો! આજ પર્યન્ત મને ખબર નહી, એતો મને જાપતામાં રાખતો દેખાય છે તો હું પણ ખરી ક્યારે કે એના જાપતાની ખબર પાડું

તેવામાં તેના ધણીને આવતાં દાદરામાં પગલાં વાગતાં સાંભળીને મુગી થઇ છાની માની બેઠી કે જાણે કાંઇ વાતની તેને ખબરજ ન હોય? મોરના ઈંડાને ચીતરવું પડતું નથી. તે પ્રમાણે સોનીને અંદર આવેલો જોઇને બોલી—સ્વામીનાથ! તમે કહો, ના કહો પણ આજ તમારૂં મ્હોં ઉતરી ગયેલું જણાય છે. એવું શું તમારા ઉપર આવી પડયું છે, જે દુઃખથી તમે આવા દીલગીર થયા છો? કેમ કોઈ આસામી માલ લઇ ન્હાસી ગયો છે કે, કોઇએ તમારી મજુરી ડુબાવી?

**સોની**—ના વ્હાલી! એમાંનું કાંઇ નથી.

**સોનારણ**—ત્યારે છે શું? તમે માનો, ના માનો; પણ કોઇની સાથે તમારે કંકાસ થએલો જણાય છે.

**સોની**—ખરી વાત! (આંખમાં ઝળઝળીઆં ભરાઇ આવે છે; પણ તેનાથી બોલી શકાતુ નથી.)

**સોનારણ**—એવી શું વાત છે. કે તમે બોલતા નથી અને રડો છો? તમને કોણ દુભાવનાર એવું કઠોર મળ્યું કે જેણે તમારા જેવા કઠોર સોનારને ગાળી પાણી પાણી જેવા બનાવી દીધા.

**સોની**—મારે એકની એક માની જણી બહેન કસ્તુર છે તેણે મ્હોટપણે આજે એકનો એક છોકરો કપુરચંદ પરણાવવા માંડયો છે તે આજે નોતરૂં દેવા આવી હતી.

**સોનારણ**—અહો એ તો બહુ સારૂં. ચાલો આપણે પણ મ-

હાલવાને મળશે ? પણ બોલો પછી શું થયું ?

**સોની**—તેણે બધાને નોતરૂં દીધું, ત્યારે મેં કહ્યું કે હું એકલો આવીશ ને વહુને ખાવાનું ઘરમાં લાવીને ખવડાવીશ તેથી મારી જોડે લડીને રીસાઇ ગઇ ! હવે એ મારૂં મોસાર સરખું રાખનાર નથી.

**સોનારણ**—મને તમારી આજ્ઞા હોય તો હમણાં હું મારી નણંદી કસ્તુરબાઇને મનાવી આવું, એ પાગરણ માંડીને બેઠાં છે ત્યાં આપણે જઇશું એમાં શું મ્હોટી પંચાત.

**સોની**—ખરી પંચાત એજ છે તો ? પછી સોની સોનારણ ગુલાબવંતીને ખવડાવી પીવરાવીને જાપતાથી દરવાજો બંધ કરીને ગયો, સોનારણ ગુલાબવંતીને તેના ધણીની વર્તણુકથી આવી તીરસ્કાર છુટયો. તે મનથી બોલી જોને હજી કાળા મ્હોડાનો ધણી સીધુ બોલતો નથી. માટે હું પણ ખરી કે એને ઠગું, એવા એવા અનેક કુતર્ક બાંધતી તે ઝરૂખે બેઠી છે. તેવામાં ચંદ્રકાન્તપુરના કોઈ પટાવતનો ગોરો ગબરૂ જેવો છોકરો જુસબમાં ઝરણા નીચે આવતો તેની નજરે પડયો કે વારેઘડીએ આંખો લુછવાથી તેની પાલવ ભીજાઇ ગયો હતો, તે ઝટ ફાડી તેનું કુંડાળું કરી તેના માથા ઉપર ફેંકયો.

રસ્તે ચાલતાં પેલા જુસુબખાં ગબરૂએ તેના માથે ઉપરથી કાંઇ આવી પડવું હોય એવું સમજીને હાથ માથે ફેરવ્યો તો એક દડો તેને હાથમાં આવ્યો. તેવોજ ત્યાં અટકી પોતે ઉખેડી જુવે છે, તો તે આંસુથી ભિજાએલો તેને માલમ પડયો. તેથી મનમાં વીચાર કરવા લાગ્યો કે અહીયાં કોઇ દુઃખી જણાય છે, અને મારી સાહ્ય માગે છે. તેણે આડું અવળું, ઉંચું નીચું ચોતરફ જોયું, પણ કોઈ નજરે પડયું નહી, તેથી મનમાં વીચાર્યું કે આ નાંખનારને હું દેખતો નથી પણ તે મને ખચીત દેખે છે, માટે મારે તેનો જવાબ આપવો જોઇએ, નહી તો મુરખમાં ગણી કાહાડશે, એવી ધારણાથી તેણે પેલું કપડું આંખે લગાડી માથે ઢાંકયું. પાછું કાહાડીને તેનો ગોટો વાળી બકો લીધો. પછી તેને ફાડી કટકે કટકા કરી વેરી નાંખીને ચાલતો થયો !

તે ગામમાં મોતી નામની એક પ્રસિદ્ધ દુતી રહેતી હતી, તેને ઘેર આ જુસબખાં પટાવતે જઇ કહ્યું કે હમેશાં તું મારા ઉપર બહુ મમતા દેખાડે છે, પણ તે અજમાવવાનો મને આજ સમય આવ્યો

છે; હવે તારી ચતુરાઇ જોઇએ છીએ-લે તારી મહેનતના આ સો રૂપીયા.

**મોતી**—હું તારી તાબેદાર છું, તારા શાકુનની સાથે આ માથુ બાંધેલું સમજજે. બોલ! તારી મરજી હોય તો ઇંદ્રની અપ્સરાને કહે તો ખુદ ઇંદ્રાણીને તારા મ્હોં આગળ આણી ઉભી કરૂં.

**પટાવટ**—મારે તારી અપ્સરા કે ઇંદ્રાણીની ગરજ નથી. મઘડા સોનીની બૈરી ગુલાબવંતીના મેળાપની ઇચ્છા છે તને તેની વાત તો માલમજ હશે કે તેણે કેવો જાબ્દો રાખેલો છે, તો પણ મને તેનો ગમે તેમ કરીને મેલાપ કરી આપ્ય. જે ખરચ થાય તે લે.

**મોતી**—એ કામ તો જરા કપરૂ જણાય છે, મેં કોઇ દહાડો નજરે દીઠી નથી. તેણે એવી રીતે સાતમી મેઢીએ પૂરી મેલી છે, કે ત્યાં માણુસની તો શું પણ પક્ષી સરખાની નજરે તે આજ સુધી પડી નથી, પણ કાંઇ ચિન્તા નથી તું કાલે તારે ઘેરથી ૧૦ હજારના ભાગેલા તુટેલા દાગીના હોય તે મારે ત્યાં લાવજે.

મોતીના કહ્યા પ્રમાણે બીજે દીવસે જુસબખાં પટાવતે પોતાને ઘેરથી ૫-૧૦ હજારના દાગીના લીધા ને તેને ઘેર આવ્યો. મોતીએ તે તથા બીજા પોતાના ઘરના દસેક હજારના દાગીના ઉમેરી એક મોટા પોટલામાં બાંધી સોની મઘડાને ઘેર આવી કહેવા લાગી કે ભાઈ મારા છોકરાનાં ઘડીમાં લગન લેવાયાં છે, વહુને કાલે દાગીના ચડાવવાનાં છે. માટે મારે ઘેર બેસીને દાગીના જલદીથી તૈયાર કરી આપ-મજુરી મનમાની લેજે! એટલું બોલી એક ૫૦૦ રૂપૈયાની થેલી તેના તરફ ફેંકીને કહ્યું લે આ તારી મજુરીને માટે અગાઉથી આપું છું અને બાકીનું તને લગન કેડે ચુકવી આપીશ! આજનો દહાડો તારી દુકાન બંધ રાખ અને મારે ઘેર તું ને તારા કારીગર અત્યારે ચાલો. જો આવવું હોય તો ઝટ લેઇ તારો સામાન ઉપડાવ. મારે તો ઘડીયે ઘુંટ ભરાય છે, હું તો આ ચાલી-( એટલું કહીને ચાલવા માંડે છે.)

સોની મઘડાનું મન પેલી કોથળી જોઇને લલચાઇ ગયું પણ જાય તો તેના ઘરમાં પોતાની બૈરીને ખવરાવે પીપરાવે કોણ? તેથી મોતીને સમજાવી કહે છે. તમે આમ ગાભરા ના પડો. જરા મારી વાત સાંભળો! તાંબાની તોલડી તેર વાના માગે; માટે હું શું લાવું ને શું ના લાવું? વળી તમારે ત્યાં સામાન લાવતાં કરતાં અને ગોઠવી કામ હારમાં પાડતાં બપોર તો સહેજમાં થઇ જાય, તેમાં કાંઇ ભુલ્યા તો અહીં સુધીનો ધર્મધક્કો! એટલે ઉલટી વધારે થશે. તમે કામ ઉતાવળનું બતાવો છો માટે તમે મારૂ કહ્યું માનો તો અહીં તમને કોઇ પાંતીની અડચણ નડશે

નહીં. અને જોઇશે તે સઘળું અહીં હાજરજ ! આટલા વર્ષ સુધી પરમેશ્વરને આપણી દાનત સાફ રાખી છે, તો થોડાને સારૂ તમારામાંથી ચોરીને હું પોતાને ડાઘ લગાડનાર નથી. માટે જો તમને મારો વિશ્વાસ હોય, તો સોનું અહિયાં લેઇ આવો અને તમારા એક બે માણસને મારી પાસે બેસાડો. નહિ તો આ પડ્યા તમારા રૂપિયા પાછા લેઈ જાઓ.

મોતી–( મ્હો ચાડવીને ) ઓહો કાલે છોકરે કાકા કહ્યા ને બાપ ઉઠી નાગા થયા ! જુઓ. ભાઇનું કામ પડયું ત્યારે ભાઇ છાપરે ચઢી બેઠા. ગામમા સોનીની ધાડ પડેલી સમજે છે કેમ અલ્યા ! મન માનીતી મજુરી આપતાં જુવો કેવા ગાંડ ગુમચા કરે છે તો દામ ખરચતાંએ કામ કરનારો મળનારા નથી, એમજ તારા મનમાં સમજતો હશે, કે કેમ ! તુંજ દાગીના નહીં ઘડી આપે તો મારો છોકરો કુંવારો રહેવા ધારે છે નહી ! એટલું કહી થેલી ઉપાડી ચાલવા માડે છે.

સોનીનાં લોભે ઘણું ગયાં. તેથી તેણે સાદ મારીને અધવચથી અટકાવીને કહ્યું કે મેં તમને શું ખોટું કર્યું કે મારા ઉપર આટલી રીસ કાઢી તમે મારા ગરીબનું કહ્યું માનો. બહાર તમારૂ કામ થવાનું નથી અને તમે નકામાં રખડી પાછાં આવશો ને તમારૂ કામ ચુકશો મારે ઊંબરેથી કોઇ પાછું ફર્યું નથી, ને તમે પાછાં જાઓ એ મને દુરસ્ત લાગતું નથી. તમારે આવવાને મારે કાંઇ અડચણ નથી; પણ ત્યાં આવવામાં મને પાલવતું નથી મારી દુકાને પચાસ કારીગર બેસે છે, તેમને એક એક દાગીનો સોંપીશ તો સાંજવેરા તમારા પચાસ દાગીના તૈયાર થશે. ( એ પ્રમાણે સમજાવ્યાથી મોતી સોનું આણી આપવાને કબુલ થઈ )

મોતીએ ઘેર આવી પટાવત જુસબખાંને વૃતાંત કહી સંભળાવ્યું. પછી તેને બૈરાનાં લુગડાં પહેરાવીને સોનીની દુકાને સાથે તેડી ગઇ. ત્યાં સોના રૂપાની લગડીઓ સોનીને જોખીને સોંપી અને પોતે પાસે બેઠી.

ત્યારે સોનીયે પુછ્યું, આ બાઈ બહુ શરમાય છે, ને કોઇ બાહાર ગામથી આવેલાં દેખાય છે, એ તમારાં શું સગાં થાય છે ! જુવોને કેવી લાજ કહાડી ગુપચુપ બેઠી છે; કે જાણે એના મ્હોમાં દાંત નથી !

મોતી—જયપુરથી મારી માશીના છોકરાની વહુ આવી છે, હું કહી કહીને થાકી પણ શરમાએ એતો આમનું આમ કરે છે, હમણાં

થોડી થોડી લાજ મેલાવી છે. ખાવા બેસે ત્યારે તમે જોયું હોય તો પોપટના જેટલું પણ શરમથી મારી ખાતી નથી !

**સોની**—ત્યારે એમના મુલકમાં લાજ કહાડવાનો બહુજ ચાલ હશે !

**મોતી**—ના પૂછો વાત ! પગની પાની સરખી તો દેખાયજ કેવી ! કોઈ મરદ તો શું, પણ ઘરમાં સાસુ વગેરે કોઇ મારા જેવા ડોબાં હો તોપણ ભાગ્યેજ વહુનું મ્હોં જોવા પામે.

**સોની**—અં: એમ છે ! એ તો આજેજ આપણે નવાઇની વાત સાંભળી. અમને અહીયાં ઉઘાડા બેઠા બેઠા એટલો પરશેવો છુટે છે તો એતો બીચારી ક્યારની ગભરાઇ ગઇ હશે; અને તાપના મુઝાઈ મરતી હશે. માટે મેડી ઉપર તે એકલી બેઠી છે તેની પાસે બેસાડી આવો. ત્યાં સરખે સરખાં બેઉ બેઠાં બેઠાં વાતો કરશે. હવે અમારે ભઠી ચલાવવી છે તેથી તમે વહેલાં પાછાં આવો.

**મોતી**—(મનમાં તો ગમતું હતું પણ મ્હોડેથી માન કરે છે.) ના, ના, બાઈ ! એ એવી તો શરમાળ છે કે કોઇ અજાણ્યા સાથે તો બોલેજ શાની ! એને તો અહીંજ ઠીક છે.

**સોની**—હજુ તો ભઠ્ઠી સળગાવી નથી, છતાં આવા અકળાઇએ છીયે, તો સળગાવ્યા પછી ઉભું રહેવું મુશ્કેલ પડશે માટે તમે એને ઉપર મેલી આવો.

મોતી સોનીનો બહુ આગ્રહ જોઇને પટાવત જુસબખાંને મેડી ઉપર ગઇ ને સોનારણને સોંપી પાછી નીચે આવી. બપોરનો જમવાનો વખત થયો ત્યારે મઘડાએ મોતીને કહ્યું કે આજે તમે અમારે ઘેર જમજો અને સાંજનાં આ દાગીના તૈયાર થાય તે લેઇને ઘેર જજો, એટલે તો કાંઇ ફીકર નથી. તે વાત મહા મહેનત કરતાં તેણે કબુલ કરાવી. પછી મોતીને ત્રણે જણુ જેટલું પીરસાવીને ઉપર મોકલી રાતના સર્વે દાગીના તૈયાર થયા તે લઇને મોતી પટાવત જુસબખાંની સાથે પોતાને ઘેર ગઇ.

સર્વેના ગયા પછી દુકાન વધાવીને મઘડો સોની મેડા ઉપર વાને ચાલ્યો. તેનાં પગલાં સાંભળીને તેની વહુ ગુલાબવંતીએ શરીર ધ્રુણાવવા માંડયું, તે જોતાંજ સોની હબકી ગયો, અને ગભરાવવા લાગ્યો. ત્યારે કેટલીક વારે લાગ જોઈ તે બોલી—હવે હું મેલનાર નથી. બેઉના ભોગ લઇશ. પેલી રાંડ આવી હતી, તેણે અને આઠ પહેરાની રક્ષા ( કાર ) કીધી છે, તે વીતી કે જીવ લેઈશ એમ બોલતામાં તે ધબ દેઇને ગડી, અને મુડદા જેવી સ્તબ્ધ થઇ હાથ પસારી લાંબી થઈને પડી. તેણે આંખો મીચી દીધી, શ્વાસ

બંધ કરી નાંખ્યો, વાળ વીખરાઈ ગયા, મ્હોડે હેડકી ખાવા માંડી. જે જોઇ સોનીના હોશ ને કોશ ઉડી ગયા !

સોનીની પાસે એક સજીવન બુટ્ટી હતી તે લાવીને ઝટ તેણે સ્ત્રીની આંખમાં આંજી તોપણ કાંઈ અસર નહી થએલી જોઈ નિરાશ થઇને અંતે "એ મારી બાયડીરે! એવી મોટી પોક મેલી રડવા બેઠો ત્યારે જાણે પાછો જીવ આવ્યો હોય એવી રીતે પડખું બદલ્યું. પછી ધીરે ધીરે આંખો ઉઘાડી હાથ પગ હલાવ્યા. ત્યારબાદ કેટલીક વારે ઝીણે સાદે પાણી માગ્યું. તે સાંભળી સોનીએ બહુ ખુશી થઇને ઝટ પાયું. પછી બૈરીને ત્યાંથી ઉપાડીને તેણે બીછાનામાં સુવાડી, ઘર· માંના ગરમ ગરમ ઓષડ વગેરે પાયાં જ્યારે રાત વીતી ગઈ અને પરોડનો વખત થયો, તે વેળાએ તે બોલી કે મારો વાંસો બહુ ફાટે છે; ને મને કાંઈ ચેન પડતું નથી. ત્યારે સોનીએ પૂછ્યું તને શું થયું છે ? અને આવી નિર્બળતા કેમ દેખાય છે ? સોનારણ બોલી—ઇશ્વર જાણે આજે બપોરના અમે ત્રણ જણ જમી ઉઠયા પછી વાતો કરતાં સાથે બેઠાં હતાં. તેવામાં એકાએક મારી છાતી ઉપર કોઇ આવીને બેઠું ! પણ તે વખત પેલી મોતીબાઇ જો હાજર ના હોય તો મને ક્યારનાએ તમે બાળી આવ્યા હોત ! તેણે તરતજ પાણી મંત્રીને મને ચોકમાં લેઇ ન્હવાડી એટલે હું હોંશીયાર થઇ. તે કહેતી હતી કે એતો આડાનું છે. તેનો લગ્ન થયા કેડે હું બંદોબસ્ત કરી આપીશ. કદાચ વચમાં પાછું આવે તો મને ચેતાવજે ! માટે તમો હમણાંને હમણાં જઇને મોતીબાઇને તેડી લેઈ આવો નહિ તો કદાચને હવે પાછી આવી મને જીવતી છોડનાર નથી તે મારો જીવ લેઇને જશે ? એમ કહીને રડી અને તેના ધણીની કોટે બાઝી પડી.

પછી સોની તેની આસનાવાસના કરીને તેનો બીબવો ( હચુરો ) ઉતરી ગયા પછી મોતીને ઘેર જવાને તૈયાર થયો, પણ તેની સ્ત્રી ત્યાંથી તેને ખસવા દેતી નથી—તમે જાઓ એટલામાં વળગણ આવે તો હું એકલી મરી જઇશ ! તેથી રાત તો જેમની તેમ ગઇ, બે ઘડી દીવસ ચઢયો, ત્યારે સોની મોતીને ઘેર ગયો. તેને ત્યાં એવો ઢોંગ મચાવ્યો છે કે આંગણે ઢોલ, શરણાઇ, વિગેરે ગડગડી રહ્યાં છે. બૈરીઓ નવાં નવાં વસ્ત્રાભૂષણ સજીને પરસાળમાં બેઠાં બેઠાં ગાણાં ગાઇ રહ્યાં છે. પાછળ ઓશરીમાં ઘીના દીવા બળી રહ્યા છે, ધુપ પણ સળગી રહ્યો છે, એક માટલામાં પટાવત જુસફખાનને ઘાલી ઉપર ઢાંકણું દેઈ તેને ગજીયાણીથી મઢી એક કોરે મૂકેલું છે, તેથી

પડખે બેશીને મોતી બ્રાહ્મણો પાસે પૂજા કરાવે છે? ત્યાં સોની આ-વીને બોલ્યો—મોતી! મોતી! તમે જરા મારે ઘેર આવી જાઓ, સોનારણ ગુલાબવંતી મરવા પડી છે. તમારા આવ્યા વગર તે ઉઠે તેમ નથી, તેથી ગમે તેમ કરીને જરા તમે આવી જાઓ તો ઠીક.

**મોતી**—મેર મારા પીટયા! તું જોતો નથી, હું પુજા કરૂંછું ને, હમણાં તે અવાય! અર્થી પોતાનો દોષ વિચારે નહિ. જા હું કાલે આવીશ, આજે મારે ઘેર બધા નાતીલા આવે છે, અને હું બહાર રઝળવા જાઉં એ કાંઇ સારૂ દેખાય? ગામમાંથી કોઇ ગુણીને લેઇ જા, તારી વહુને આડાનું છે તે ઘણું કપરૂં છે. ઝટ કાંઇ આખડી લે કે બચશે.

સોનીએ તેને બહુ કાલાવાલા કર્યા અને ત્યાં બેઠલા લોકો પણ તેની વતીથી બોલ્યા ત્યારે મોતીએ કહ્યું! જો તારી સાથે આવું તો ખરી; પણ આ કુળદેવીને મારાથી એક ક્ષણભર પણ વહીલી મેલાય નહિ. તે તું માથે ઉપાડીને તારે ઘેર લેઇ ચાલે ને હું પાછી આવું, ત્યારે પાછું લાવે તો મારાથી અવાય.

**સોની**—એમ છે તો એક ઘટ શું પણ કહે તો બે ઘટ ઉપા-ડીને આવું ને જાઉં. પણ ફોઈમા! તું જરા રહેમ નજર કરીને મારી સોનારણની સંભાળ કર. નહિ તો તે ઘડી અધઘડીમાં મરી જશે ને મારૂં ઘર ભાગી જશે—મારા બાપ!

**મોતી**—ફક્ત તારીજ ખાતરને માટે મારી કુળદેવીને તારે ઘેર પધરાવું છું. પણ દેવીને સંભાળજો કે વચકો વસમો પડે નહિ. મારે લગ્ન ફેરવવાં પડશે. એમ કહી સોનીને માથે ઘટ ચડાવ્યો, અને પોતે હાથમાં દીવો તથા ધુપદાની લીધી પછી બૈરાંઓને ગીત ગાતાં સાથે લઇને મોતી વાજતે ગાજતે સોનીને ઘેર ચાલી. ત્યાં મેડી ઉપર એક ઓરડામા દેવીની સ્થાપના કરી, પુજાપાત્રી ચડાવી. પછી સર્વેને વીદાય કરી સોનીની સાથે પોતે તેની બૈરી પાસે ગઇ, તો તે બેશુદ્ધિમાં પ-ડેલી તેમની નજરે પડી. જ્યારે સોની બહુ કરગરીને વીનંતી કરવા લાગ્યો, ત્યારે તેને ત્યાં ઉભો રાખીને મોતી માતાના ઓરડામાં કાંઇ લેઈ આવી, ત્યાં બેસી પાણીનું એક કુંડાળું કરીને સોનીને માંહ્ય બેસાડીને કહ્યું કે તું બીહીતો નહીં, અને ગમે તે થાય તોપણ તું આની માંહીથી ખસતો નહીં. પછી તેણીએ પાણીની આડ કરીને ધુપણું દીધું ને બે દાણા અડદના

નાંખ્યા. તેજ વેળાએ બાયડી ઉઠીને બેઠી થઇ, કૃતાંત (કાળ) સરખી આંખો ફાડીને તે બોલી-હવે તું મારે હાથે ચડી છે, તો જોજે મારો સપાટો! આમાંથી કોઇને મેલનાર નથી. સર્વને ખાઇશ ? એટલું બોલીને તેના ધણીની તરફ દોડી. તે જોઇ સોની બહુ થરથરવા લાગ્યો.

થોડીવાર પછી મોતીએ પાછા અડદના દાણા નાખ્યા.

**સોનારણ**— (મોતીની તરફ ફરી) ડાકણ ! પાછી તું આવી છે પણ સંભાળજે-હવે તને અહીંથી જવા દેનાર નથી એવામાં મોતીએ પાણીની અંજળી છાંટયાથી તે એકદમ બેસી ગઇ અને ધુણવા લાગી.

ત્યારે મોતી હોઠ ફફડાવી (મંત્ર ભણ્યાનો ઢોંગ કરી) એક બે, ત્રણ, ચાર, એ પ્રમાણે ઉપરાઉપર પાણીની અંજળીઓ છાંટવા માંડી.

**સોનારણ**—(ગુમરાણ કરીને) બળી બળીરે ! હવે હું જાઉ છું, પાછી કોઇ દીવસ નહી આવું, મારો કેડો છોડ.

**મોતી**—જાય છે કયાં ? રાંડ તું કોણ છે, અને અહીં કેમ આવી છે ? અને આ બીચારી ગરીબડી સોનારણને સંતાપે છે. એણે તારૂં શું બગાડયું છે ? તે ઝટ લેઇને કહી દે.

**સોનારણ**—હું મથુરા સોનાની સાસુ થાઉં છું. મારી દીકરી સાથે એણે લગ્ન કરી તેને બહુ દુઃખ દઇ, ખોટાં ખોટાં આળ ચડાવી કહાડી મેલી હતી, જેવી તેણે દુઃખમાં ને દુઃખમાં પોતાની દેહ પાડી છે. માટે હવે તેનું વેર લેવાને આવી છું. તે એની બૈરીનો જયારે જીવ લેઇશ, તે સાંભળી સોની તો દીગમુઢ સરખો ઉભો રહ્યો.

**મોતી**—સોનીને વહુઓ તો બહુએ થઇ છે. તેમાંથી તું કઇ વારની અને કોની મા થાય છે.

**મોતી**—ચોથી વારની ઝવેર મારી દીકરી થાય, ને મારૂં નામ વાલુ છે તેને એ પીટાએ બહુ સંતાપી છે. (પછીથી મોતીએ પાછો તેના ઉપર અંજળીનો વર્ષાદ વરસાવ્યો.):

**સોનારણ**—શું કરૂં ? હમણાં પ્રથમના રોજ કોળીયો કરી નાખું, પણ તારે માથે સમર્થ દેવી ગર્જે છે. તેથી મારો ઉપાય નથી. પણ માટલું ૭–૮ છેવટ સુધી એને ઘેર પાછું જશે કે હું આવીને પાછી વળગીશ. એટલું બોલતાં બોલતાં તે મોટા ધબકાની સાથે જમીન ઉપર પડી ગઇ.

**મોતી**—સબુર ! સબુર ! પણુ તે તો ગઇ. પછી કેટલીએક વારે સોનારણુ સાવધ થઇ કે તેને નવડાવીને દેવીના ઓરડામાં લેઇ જઇને પૂજા કરાવી અને તેના હાથે નાડું બાંધ્યું.

મધડો કહે જે મોતી ફઇ ! તમારૂં માટલું આઠ દીવચ મારે ઘેર રાખી જાઓ. મોતી કહે–મુર્ખા મારી ગોત્ર દેવી, ને મારે ઘેર લગ્ન માટે હવે ઝટ ઉઠાવ ને ચાલ મારે ઘેર, ત્યારે તો બહુ તાણમતાણ થઇ. પછી તે સોનીને કહેવા લાગી કે હું લગ્ન ફેરાવું ને તારી વહુને એક માસની દીક્ષા આપું પણ સાંભળ ! તે સાચવવું બહુજ કઠણ કામ છે. એક મહીના સુધી નજરે તો શું પણ સ્ત્રીને પુરૂષનો ઓળો ના પાડવો જોઇએ કેમ તારાથી બનશે ? નહી તો કામ વીફરી જશે.

**સોની**—સ્ત્રી જહાનથી જાય તેના કરતાં એક માસનો વીયોગ કાલ વહી જશે એવું ધારીને મોતીનું કહેલું સર્વે માન્ય રાખ્યું પછી સોનારણને પૂછયું; ત્યારે તેણે પ્રથમ તો આનાકાની કીધી પણ તેના ધણીના આગ્રહથી તે પણ કબુલ થઇ.

પછી મોતીએ સોનીને કહ્યું એક માસ સુધી દેવીને નૈવેદ અને તારી બૈરીને ખાવા સારૂ જે કાંઈ જોઇએ તે સીકીએ કરીને ઉપર પહોંચાડવું આ દેવીનો પરતો પ્રત્યક્ષ છે; માટે કાંઇ વચકો પડે નહીં તે સાચવવું મુસ્કેલ છે. સુલટું કરતાં ઉલટું નહી થાય. માટે સાવધ રહેજે. પછી તેણે સામગ્રીની ટીપ ઉતરાવીને કહ્યું કે એ પ્રમાણે નીત્ય આઠ વાગતાની અંદર છાબ સાંજરે સીકીયાં મેલી તારી મેળે ચાલ્યા જવું ઉપર જવું નહી હો !

તે દીવસે ખાનપાનની સામગ્રી તરત મંગાવી સોનીને ત્યાંથી રૂખસદ કર્યો પછી સોનારણ ગુલાબવંતી સાથે પેલા પટાવત જુસબખાંને મેળવી, હવે બેહુ જણે નીશ્ચિંતપણે એશઆરામ કરવાને કહીને, સાતમા માળથી દરવાજા, દાદર, બારી વગેરે બંધ કરી પોતાના સાથેજ કુંચી મારતી મારતી મોતી નીચે આવી ! ત્યાં દુકાનમાં સોની બેઠો હતો તેને કહ્યું કે હવે તારે કોઇ પાંતીની ચીન્તા રાખવી નહીં. આ બધી ખટપટ તારીજ ખાતર કરી છે. પણ દેવી સૌ સારા વાનાં કરશે. એટલું કહીને ચાલતી થઈ.

સોની દરરોજ વેઢા ગણ્યા કરતો હતો. તે માસ પૂરો થયો. એટલે સવારના પહોરમાંજ ઉઠીને મોતીને ઘેર ગયો.

**દુતી**—હજી આજેજ મહીનો પુરો થાય છે. એટલામાં તું કેમ આવ્યો ! પણ ઠીક થયું, દેવીએજ તને મોકલાવ્યો, ને ફેરો ટાળ્યો

કાલે દેવીનાં વધામણાં કરવાં પડશે. ત્યાં પાંચસેં ગોરાણી ( સો સવાસણ સ્ત્રીઓ ) અને બસેં બટુકા કુંવારા છોકરા ) જમાડજે. તેમને એકેકું લુગડું અને દક્ષણા તારી સંપત પ્રમાણે આપજે. રાતના હું આવીને દેવીને વીદાય કરાવી પધરાવી લાવીશ.

બીજે દીવસે સાંજરે મોતી સોનીને ઘેર આવી સોનારણ ગુલાબવંતીની પાસે ગઇ, ત્યાં પટાવત જુસબખાંને અગાઉના માટલામાં બેસાડી તેનું મ્હોં બંધ કરીને તેના ઉપર ફુલના હાર કંકુ આદિથી છાંટીને સોનીને બોલાવ્યો—ઉઠાડ મારી દેવીને ! લેઇ ચાલ મારે ઘેર !

સોનીને માથે માટલું ચડાવી તેણી તેને ઘેર ચાલી, રાત ઘણી અંધારી, તેથી માર્ગમાં કોઇ સામું આવતું દેખાતું નથી, તેઓ એક સાંકડી ગલીની અંદર થઇને ચાલ્ય ! જાય છે. તેવામાં એક સાંઢડો સામે આવ્યો, તેનો સોનીને ધક્કા લાગ્યાથી માથા ઉપરનો ઘટ સાંઢડા ઉપર જઇને પડયો તેથી ધભરાઇને જોર જોરો દોડવા જાય છે એટલામાં પાછળથી દુતી આંહાં ! હાં હા કહેતાંને તે પાછો ફર્યો માટલું જમીન ઉપર પડતાં ફુટી ગયું. ત્યારે ન્હાસી જતાં બિચારો સોની પટાવત અને દુતી એ બેની ચોટમાં ફસાઇ જઇ પગ નીચે છુંદાઇ ગયો. પટાવત જુસબખાં ઝટ સાવધ થતાં સોનીની છાતી ઉપર ચડી બેઠો. ને બોલ્યો કમબખત સસુર ! દેખતા નહિ ! કયા મેરી છાતીયે ગીરાયા ? અબ તો તેરા જાન લુંગા !—એટલું કહી તેની છાતી પર ચીપીયા ( ચુંટી ) દેવા માંડયા !

સોની તેથી ત્રાસ પામી કરગરી કાલાવાલા કરે છે એટલામાં પેલી દુતી સોનીને ભાંડતી અને ગાળો દેતી આવી—હાય ! મારી ગોત્ર દેવીનું માટલું ફોડયું ને માંહીથી ભૈરવ નીકળ્યો ! !

સોની દુતીને જોઇને—મોતી ફઇ ! આ મારી છાતી ઉપર કોઇ બેઠું છે તેને તું ઉઠાડી દે. નહીં તો મુકરર મારો જીવ જશે જો તું મારો જીવ ઉગારીશ તો હું તારો ઉપકારી થઇશ. તેમ તેમ પેલો તેને વધારે ચીપીયા દેવા ( ચુંટીયો ખણવા ) લાગ્યો, તેથી સોનીએ કળાહલ કરી મુકયો. એટલે લોક જમા થવા માંડયું ત્યારે દુતી તેને ગાળો દેવી બંધ કરી પેલાને ઉઠી જવાનો અણસારો કર્યો કે ત્યાંથી પલાયન કરી જતો રહ્યો. જ્યારે છાતી ઉપરથી ભાર ઓછો થયો. ત્યારે તે ધીમે ધીમે સાસ લેવા લાગ્યો, પછી દુતીનો હાથ ઝાલીને ઉઠી ઉભો થઇ પોતાને ઘેર ગયો ! ! !

## લેણાદાર સાથે છીનાલું કરનાર સ્ત્રી મોહમતી.

क्षामोदरीहंसगतिममता । सौंदर्यसैभाग्जतीप्रलोला ॥
निस्पीडितायैनरतैायगेच्छं । वृथागतंतस्यनरस्यजीवितम् ॥

અર્થ—હંસના સમાન જેનું ગમન છે. સુક્ષમ જેનું પેટ છે, સૌભાગ્ય, સુશીળ, સુંદર તેમજ ચંચળ જેનું ચીત્ત છે. તેવી સ્ત્રી જેણે યથાસ્થિત (બરોબર) રીતે ભોગવી નથી તેણે આ જગતમાં વૃથા જન્મારો ગમાવ્યો છે.

એક જણની ઐરી બીજા સાથે છીનાળું કરતી હતી, તે મરદનું તેના ધણીને દેવું હતું. ઐરીનાં ફેલ વિશે ધણીએ બહારથી સાંભળ્યું, ત્યારે તેણે સાચું કે જુઠું જોવા સારૂં પોતાની સ્ત્રીને કહ્યું કે હું ગામ જાઉં છું ને પોતે માલમ ન પડે તેમ ખાટલા નીચે સંતાઈ રહ્યો. તે સ્ત્રી મોહમતિ પોતાના યારને તેડી આવી, તે ધણીએ જોયું કે એકાએક પલંગ નીચેથી નીકળીને સ્ત્રીનો અંબોડો ઝાલ્યો, ત્યારે કુશાગ્ર બુદ્ધિ ચલાવી બોલી મેં તને કહ્યું હતું કે મારો વર પરદેશ ગયો છે તે આવ્યા પછી આપીશ, એમ છતાં તું મારી પછવાડે આવ્યો તો ભગવાનની કૃપાથી મારો વર પણ આવ્યો હવે તારા રૂપૈઆ માગી લે, એમ કહી પછવાડે ફરીને ધણીએ કહ્યું કે સ્વામી એનું શું માગણું છે તે આપો ! વારે ઘડીએ ઇજત લે એ ઠીક નહીં તે સાંભળી ધણીએ અંબોડો છોડયો અને પેલા જારને થોડા રૂપૈયા આપીને વીદાય કર્યો !

---

## છબીલભટ તથા તેની સ્ત્રી શુદ્ધસુંદરી.

सुगंधैःसुपुस्पैःसुशमासुकांता । वसंतारुतःपूर्णिमापूर्णचंद्राः ॥
यदागाऽस्तिपुस्त्वंनरस्यभूर्तवतत:कित:कितत:कितत:किः ॥

અર્થ—જેની સય્યા સુગંધયુક્ત ફુલોથી શણગારેલી હો તેના ઉપર નવયૌવના પડેલી હોય, તેમાં વળી વસંત રૂતુ ખીલેલી છે અને પુનમના ચંદ્રનું બીંબ ઝમકારા મારી રહ્યું છે, આવું સ્થળ જોઇને જે પુરૂષને પુરૂષાતન ન પ્રગટયું તો પછી શું ? પછી તો તેણે આ જગતમાં વૃથા જન્મારો ગુમાવ્યો છે !

શુશિલપુર નગ્રમાં એક છેલભટ કરીને બ્રાહ્મણ રહેતો હતો, તે ઘણોજ પવિત્ર હતો. તે રોજ પાઠ પૂજા સંધ્યા, તર્પણ, એ સીવાય બીજામાં ધ્યાન આપતો નહિ. પોતે ભિક્ષાં માંગી લાવી

ગુજરાન ચલાવતો અને સંતોષ માનતો. તેની સ્ત્રી અંબા પણ તેવીજ પવીત્ર હતી. તેને એક છબીલભટ નામનો પુત્ર હતો છબીલભટ જ્યારે બાર વર્ષનો થયો ત્યારે છેલભટ, કે જે તેનો પીતા કાંઇ રોગમાં આરોગમાં આજારીથી મર્ણ પામ્યો, તેથા ઘરનું ખર્ચ તેને માથે આવી પડયું, તે બીલકુલ ભણ્યો નહોતો, તેથી તેણે નીર્વાહ કરવાના ઉપાય શોધવા માંડયા. પછી તેના કેટલાક પડોશીએ વારે વારે ટોકીને તેને ભણવાની સમજુતી આપી. તેનું લગ્ન તેના પીતાએ મુળથીજ કરી રાખ્યું હતું. છોકરાએ પરદેશ ભણવા જવાનો નીશ્ચય કર્યો અને સગા વિગેરેની રજા લેઇ વીદેશનો રસ્તો પકડયો કેટલેક દીવસે તે ઉમયાપુર નામના શહેરમાં આવી ચડયો. ત્યાં એક પંડીત સોમેશ્વર નીશાળ ભણાવતો હતો, તેની પાસે આવી પુછ્યું જે હું બ્રાહ્મણનો દીકરો છું. આપ મને ભણાવશો ? પંડીતજીએ તેનુ નામ ઠામ, જાત વીગેરે પુછી, તો દૈવયોગે તે તેનો જમાઇ નીકળ્યો. તેઓ એક એકને ઓળખતા નથી તેનું કારણ, તેમનો બહુ વર્ષપર સંબંધ થએલો હતો. પંડીતે જાણ્યું કે જો હું જાહેર પડીશ તો તે મારે ઘેર ભણુસે નહીં, માટે એને અજાણમાંજ રાખવો, તેથી તેણે પોતાના ઘરમાં પણ કોઇને વાત કહી નહીં. પણ તે ઓળખાય નહીં. તેની જુક્તી કરી પંડીતે કહ્યું કે તારૂં, તારા ગામનુ, અને તારા બાપનું નામ ફેરવીને આ ગામમાં રહે તો હું તને ભણાવું. તે ગરજુ વીદ્યાર્થીએ કબુલ કર્યું. પછી પોતે ગુરૂ થઇને તેને વીદ્યા ભણાવવા માંડી. પંડીત સોમેશ્વરની જે પુત્રી સગુણસુંદરી હતી તે પણ ભણતી હતી. બન્ને જણા થોડી મુદતમાં ભણીને તૈયાર થયાં છબીલભટ જે પ્રથમ મૂર્ખ હતો અને કાના માત્રાનું ઠીકરૂં નહોતો જાણતો, તે આ વખતે મોટા પંડીતોની સાથે વિવાદ કરે એવો પરાક્રમી થયો. તે શાસ્ત્રમાં અન્વય કરવા લાગ્યો.

ગુરૂ રાજા કીશોરસીંહ પાસે રોજ કથા વાંચવા જતો હતો, એક વખતે તે ગામડે જવાને તૈયાર થયો, ત્યારે તેણે વીચાર્યું કે રાજા કાસોરસીંહને ત્યાં હું કથા વાંચવા કોને મોકલીશ ? પછી તેને યાદ આવ્યું કે હવે મારો જમાઈ છબીલભટ શક્તીમાન થયો છે, તેને મોકલીશ. પછી તેને રાજ્ય સભામાં કથા વાંચવાનું ભળાવી પોતે પરદેશ ગયો. છબીલભટ બીજે દીવસે કથા વાંચવા ગયો. તેની સ્ત્રી પંડીત સોમેશ્વરની છોકરી સગુણસુંદરી પણ કથા સાંભળવા દરબારમાં ગઇ, છબીલભટ કથા કરતો હતો તે વખતે તેની વીદ્વતા જોઇ પંડીત સોમેશ્વરની પુત્રી સગુણસુંદરીનું ધ્યાન તેના ઉપરજ ઠરી રહ્યું હતું, તેથી

તે બંનેની યુવાવસ્થા જોઈ રાજા કીશોરસીંહને શક આવ્યો કે આ બન્નેમાં કાંઇ લાગવટ છે; પણ ખરૂં જોતાં તેઓ બંનેમાં કાંઇ લાગવટ છે; પણ ખરૂં જોતાં તેઓ બંનેનાં મન સ્વચ્છ ગંગાજળ જેવાં નિર્મળ હતાં. કુકર્મ એ શી ચીજ છે, તેનો તેમના મનમાં ભાસ પણ નહોતો રાજા કીશોરસીંહને જ્યારે આમ લાગ્યું, ત્યારે તેણે પંડીત સોમેશ્વરની પુત્રી સગુણસુંદરીને બોલાવવનો ઇરાદો કર્યો, તે જેવી ભણેલી હતી તેવી ખુબસુરત પણ હતી. તે દીવસે છબીલભટ કથા વાંચીને ગયો. ત્યારે પેલી છોકરી સગુણસુંદરી પણ તેની સાથે ઘેર ગઇ. બીજે દીવસે છબીલભટે પાછા આવીને કથા શરૂ કરી તે વખતે પણ તેની મૃદુ વાણી સાંભળવાને છોકરી હાજરજ હતી. રાજા કીશોરસીંહનું ધ્યાન કથા ઉપર બીલકુલ નહીં હતું, પણ કર્મકથા ઉપર લાગેલું હતું, જ્યાં કથા વંચાઇ રહ્યા બાદ પંડીતપુત્રી સગુણસુંદરી માહારાજની વાંસેજ જવા લાગી ત્યારે રાજા કીશોરસીંહને કામદેવે સતાવ્યો, તેણે પોતાની ખાનગી દાસીને ચેતવી કે તેને રાત્રે અહીં આવવાની સુચના કરે. દાસીએ પંડીત સોમેશ્વરની પુત્રી સગુણસુંદરીને જણાવ્યું. ત્યારે વેના મનમાં તરેહવાર તર્ક ઉત્પન્ન થયા, અને ઘણો શોક કરવા લાગી. તેણે ધાર્યું જે રાજા કીશોરસીંહની દાનત બગડી જણાય છે, તેથી જો હું જઇશ તો જરૂર મારી આબરૂ બચાવવી મુસ્કેલ પડશે. નહીં જાઉં તો પણ ઉલટો ગુસ્સે થશે, અને રાજા છે તે ચાહે તેમ કરશે; શું કરવું તે તેને સુઝે નહીં, ત્યારે તે પોતાની એક ચતુર પ્રિયકર સખી ચંચળમતી હતી તેને ઘેર ગઇ, અને તેને અથથી તે ઇતી સુધી માંડીને સઘળી વાતથી વાકેફ કરી, સખી ચંચળમતી તેને હીમ્મત આપી બોલી બહેન! તું જરા પણ હરબડીસ નહીં, તે પીટયો શું કરનાર છે? હું તને એક નિશાવાળી દવા આપું છું તે તું પાનમાં ધાલી તેને ખવરાવજે કે, તે પછી લટુજ બની જશે અને તેને કોઈ વાતનું ભાન રહેશે નહી. તે સાંભળી પંડીતપુત્રી સગુણસુંદરી પ્રસન્ન થઇ અને સખી ચંચળમતીએ દવા આપી, તે લેઇને ઘર આગળ આવી. તે દીવસે સાંજરે પંડીતજી સોમેશ્વર પણ ઘર આગળ આવ્યા. જમ્યાબાદ સંધ્યાકાળે છોકરીએ વાચાર્યું જે મારા બાપને કહું એમાં પણ માલ નહી પણ હું રાજા કીશોરસીંહને ત્યાં જાઉં, ત્યાં નીર્દોષ થઇ પાછી આવું તેનો સાક્ષી કોણ? માટે કોઇને સાક્ષી તરીકે સાથે લેઇ જાઉ તો ઠીક એવો વીચાર કરી પોતાના પીતા સોમેશ્વરને કહેવા લાગી. પીતાજી મારે અત્યારે મહાલક્ષ્મીની પુજા કરવા જવું છે માટેકોઇ

વિદ્યાર્થીને મારી સાથે મોકલો તેનો બાપ ઘણો સમજુ અને અક્કલવંત હતો. તેણે વીચાર્યું જે છોકરી ઉમ્મરલાયક થઈ છે; માટે તેની જોડે કોઈ વિદ્યાર્થીને મોકલું તે ઠીક નહીં, પણુ આપણા જમાઈ છબીલ ભટનેજ મોકલું, એટલે દોષ નહી, એવા વીચારથી તેણે છબીલભટને તેની સાથે જવા હુકમ કર્યો, છબીલભટ તેની સાથે ગયો, પણ જે રસ્તે મંદીર હતું તે રસ્તો મુકી તે બીજે રસ્તે ચાલી છબીલભટના મનમા અનેક તુરંગ આવવા લાગ્યા કે મંદિર તો પેલી તરફ રહ્યુ ને આ આમ કયાં જાય છે? પણ કદાચ વખતે બીજે કયાં કામ હશે ત્યાં થઇને જવાની હશે, એમ વીચાર કરે છે એટલામાં છોડીએ રાજ્યમહેલનો રસ્તો પકડયો. ત્યારે તો તેને શક પડયો કે સ્ત્રી ચરિત્ર કેવાં છે? મહાલક્ષ્મીનું નામ દઇ રાજ્યમહેલમાં જાય છે! પણ ખેર, આપણા ગુરૂની પુત્રી છે તેથી બોલવું નહીં જે થાય તે જોયા કરવું. છોકરી તેને ઉપર લઇ અને નિસરણી આગળ ઉભી રહી કહ્યું–જે તું અહીં રહેજે. અને ઉપર શુ શું થાય છે તે જોતો રહેજે. બ્રહ્મણપુત્રી ઉપર ગઇ ત્યાં રાજા કીશોરસીંહ તેની વાટજ જોતો ઉભો થયો અને સન્મુખ આવ્યો. છોકરીએ મીથ્યા હાવભાવ કરીને પેલું નીશાવાળું પાનનું બીડું તેને આપ્યું. તે રાજા કીશોરસીંહ ઘણા હર્ષથી ખાઇ ગયો અને તેનાં આતુરતાથી હાથ ઝાલવા આવ્યો, બાઇએ છણકાથી કહ્યું મહારાજ! આકળા શું થાઓ છો! ધીમા પડો. આખી રાત તમારી છે, એમ કરતાં રાજા કીશોસીંહને નીશા ચઢી અને ધબ દઇને પલંગમાં પડયો! તેવીજ પંડીતની પુત્રી સગુણસુંદરી દાદર ઉપર આવીને જુવે છે તો નીસરણીમાં વીધાર્થી ઉંઘી ગયો છે! સગુણસુંદરીએ રાજા કીશોરસીંહને બીડું આપ્યું તે જોયું; પણ તે પછી છબીલભટને ઝોકું આવ્યું ને ઉંઘી ગયો પેલી સગુણસુંદરીએ આવીને હાક પાડી કે મહારાજ ઉંઘો છે કે શું! તેવોજ તે ઝબકીને જાગી ઉઠયો અને આસપાસ જોવા લાગ્યો. નીંદ્રાગત થયા પછી સાવચેત થઇને તે સગુણસુંદરીની સાથે ઘેર આવ્યો. તેણે રસ્તામાં આવતાં વીચાર કર્યો કે આ છોકરી કીશોસીંહની સાથે બગડેલી છે. પણ આપણા ગુરૂની પુત્રી છે, માટે તે વાત જાહેર પાડવી નહીં. હું કાંઇ બોલીશ તોપણ બાપ તે પુત્રીનુંજ તાણશે ને હું ફજેત થઇશ એમ જાણી સમજતા પુરૂષ માફક તે મુંગો રહ્યો.

કેટલાએક દિવસ વિત્યા પછી પંડીતે વીચાર્યું કે હવે આપણો જમાઇ છબીલભટ પણ ભણીગણીને હુંશીયાર થયો છે, માટે તેને વીદાય

કરવો. પછી તેણે તેને બોલાવ્યા અને કહ્યું મહારાજ! હવે તમે હુંશીયાર થયા, માટે તમારા ગામમાં જઇ સગાંવહાલાનાં ભેગા થાઓ. ( હજુ સુધી તેને પોતાનું સગપણ બતાવ્યું નહી. ) જમાઇ ગુરૂ સોમેશ્વરને વંદન કરી તેમની આજ્ઞા લેઇ પોતાના સ્વપુરમાં ગયો તે ઘણે વર્ષે આવ્યો તેથી તેનાં સગાંવાહાલાં આડોશી પાડોશી, વીગેરે મળવા આવ્યાં અને ગામમાં વાત ચાલી કે બાઇ છેલભટનો છોકરો ભણી ગણી હુંશીયાર થઇને આવ્યો છે. પછી તેનાં પાડોશીયો વીગેરે કહેવા લાગ્યાં જે હવે તો તમારી સ્ત્રીને તેડવા જાઓ છબીલભટ કહે આવ્યા તો હમણાં ને હજુ સ્ત્રી શી ! પછી બે ચાર મહીના કેડે મહારાજ પોતાના એક બે સગાં સાથે લઇને સાસરે પોતાની વહુને આણું વાળવાને ગયાં અને જે ગામમાં પોતે ભણવા ગયા હતા ત્યાંજ આવ્યા ત્યારે તેને વીચાર થયો કે અલ્યા આ ગામમાંજ જ્યારે આપણું સાસરૂં છે ત્યારે આટલા દિવસ આથડવા પણ ત્યાં ફરકયાજ નહી. જ્યારે ગાડી પંડિત " શોમેશ્વરના " ફળીયામાં આવી. ત્યારે તેને વિચાર પડયો કે પંડિત શોમેશ્વરને ઘેર તો મારૂં સાસરૂં નહી હોય? કેમકે એ શેરીમાં કોઈ બીજી જાતનું રહેતું નથી. એટલામાં સોમેશ્વરને ખબર થઇ કે તેઓ બધાં સામાં લેવા આવ્યા; ત્યારે છબીલભટને ખાતરી થઈ કે એજ મારૂં સાસરૂં છે. પણ તેના મનમાં હર્ષને બદલે દિલગીરી પેદા થઇ; કેમકે આ વખતે તેને પેલા રાજા કીશોરસિંહની વાતનું સ્મરણ આવ્યું અને જાણ્યું કે એ રંડા તો મહા લુચ્ચી છે, તે રંડીબાજ પાછળ ભટકીયાં મારશે ને ખુણા શોધતી ફરશે! એટલામાં બન્નેની અરસપરસ આંખ એકઠી થઈ, તે જોઇ છોકરી નખે ભોંય ખોતરવા લાગી તે વિચારે છે જે હાય ! હાય ! હું એનેજ સાથે લેઇને રાજા કીશોરસિંહને ઘેર ગઇ હતી, તે તે કેમ ભૂલ્યો હશે ? ઇશ્વિરે તો ત્યાં મારો ધર્મ પણ કદાચ મારા ઉપર વાદળું આવી પડયું હોત તો મારી શી વલે થાત ? એમ બન્નેના મનમાં ઉલટ સુલટ વીચારો થવા લાગ્યા. પંડીતે જમાઇ છબીલભટનો ઘણો સત્કાર કર્યો અને બે ચાર દિવસ રાખીને પોતાની દીકરી સગુણસુંદરીને આણું વાળી વળાવી, પોતાની સ્ત્રી સગુણસુંદરી ઉપર વ્યભિચારના દેખાવનું ઝેર આ મહારાજની આંખમાં હતું. તે તે સ્ત્રીને કદી જોડે લઇ જાત નહિ પણ પોતાનો સસરો સોમેશ્વર ગુરૂ છે એ ગુણ તેમે યાદ આવ્યો અને તેજ સરમે લાચારીએ તે પોતાની સ્ત્રી સગુણસુંદરીને સાથે લઇ ગયો. સ્ત્રી પોતાને સાસરે આવી હમેશાં પતિની આજ્ઞામાં રહી; અને સ-

વાર થાયે પુજા ઇત્યાદિ જે પોતાનો નિયમ હોય તે કરતી. તે જોઇ છબીલભટનું ચિત હમેશાં ચીડાઇ જતું; કેમકે રાજા કીશોરસીંહની વાતથી તેના ઉપરનો તેનો ભરોંસો ઉઠી ગયો હતો; તેણે તેના આવા ઢોંગ જોઇ મર્મમાં તેનું નામ "શુદ્ધસુંદરી" પાડયું. અને જ્યારે જ્યારે બોલાવવી પડે ત્યારે તેજ નામ વાપરવા લાગ્યો. સ્ત્રી ઘણી ચતુર હતી તેને આ મર્મકીત સમજતાં વાર લાગી નહિ, તેણે તરતજ ધાર્યું કે પેલી વાતથી મારા ધણીના મનમાં વહેમ પેશી ગયો છે. તે મારે કોઇ પણ પ્રકારે મુક્ત કરવો જોઇએ. એ જાણે છે કે રાજા કીશોરસિંહ જાર કરનારીને બોલાવે છે તેમ મને પણ બોલાવી હશે ને હું પરગમનના કોડથી ગઇ હઇશ? એમને સમજાવતાં એ સમજશે નહિ માટે કોઇ યુક્તિ પ્રયુક્તિથી હવે એમનો ગર્વ ઉતારીને સમજાવવા જોઇએ.

સગુણસુંદરીએ બેચાર દીવસ વીત્યાકેડે ચરીત્ર કરી પોતાના સ્વામી છબીલભટને કહ્યું જે મારા પીયરથી સંદેશો આવ્યો છે અને મારા પીતાએ મને તેડાવી છે, માટે આપની રજા હોય તો જાઉં, બ્રાહ્મણ તો તેને જોઇનેજ કાયર હતો અને તેને જોઈતું હતું પણ એટલુંજ, તેથી તે બોલ્યો જે શુદ્ધસુંદરી સુખેથી જાઓ મને કશી હરકત નથી. તમારા ધ્યાનમાં આવે એમ કરો. એમ કહ્યું કે સ્ત્રીએ ઉઠીને પોતાના બે લુગડાં જે લેવાં હતાં તે લીધાં અને દરવાજા બહાર નીકળી બીજે દરવાજે થઇ પાછી શહેરમાં આવી અને કોઈ વાણીયાને ઘેર જઇ પોતાનાં કડલાં ઘરેણે મુકી તેને ત્યાંથી રૂપૈયા પચાસ ઉપાડયા. તેણે એક ઘર ભાડે લીધું અને પોતાની હજુરમાં બે દાસીયો રાખી, અને કોઇ બ્રાહ્મણને ઘેરથી શ્રીમદ્‌ભાગવતનું પુસ્તક લેઇ આવી પોતે સફેત વસ્ત્ર પહેરી ભસ્મ અને રૂદ્રાક્ષ ધારણ કરી કોઈ અબધુત યોગીણી બની. કેશ પાસ છુટા મેલી રાત્રીને સમયે ઓટલા ઉપર કથા વાંચવા લાગી, જેમ જેમ લોકોને ખબર પડતી ગઇ તેમ તેમ હજારો માણુસ આવવા લાગ્યું. આખા શહેરમાં વાત ચાલી કે ભાઇ? કોઇ અબધુત ગુણી જોગણી આવી છે, તે રાત્રે કથા કરે છે અને દીવસના ઘરબંધ કરી અંદર પડી રહે છે. તેની કથા કરવાની છટા એવી તો છે કે તે સાંભળતાં વૈરાગ ઉપજ્યા શીવાય રહે નહિ. એવી વાતો સાંભળી દીવસે દીવસે લોકોનો વધારો થવા લાગ્યો. ને વાત તેના પતીએ પણ સાંભળી અને પોતે કથા સાંભળવાને મસે ત્યાં આવ્યો. અને વેગળો જઈ સાંભળવા બેઠો, જોગણી સગુણસુંદરીએ દીઠો

જે મારો સ્વામી આવ્યો ખરો, ત્યારે તો વિદ્વતાની વધારે ચપળતા ચલાવવા લાગી અને પુસ્તકમાંથી બીજે ક્યાંય નજર બહાર કાઢીજ નહીં, છબીલભટ વિદ્વાન હતો, તેણે જાણ્યું કે આ કોઈ પુર્ણ વિદ્વાન છે. તે ધીરે ધીરે ખસતો ખસતો જોગણી સગુણસુંદરીની પાસે આવ્યો અને હાથ જોડી બોલ્યો કે હું પણ આપની કૃપાથી થોડોક વિદ્વાન છું, માટે જો વાદ કરવાને આપની એકાંતમાં આવવા દેશો તો ઉપકાર થશે, જોગણી રૂપસુંદરી બોલી–હું પરપુરૂષનો સંગ રાખતી નથી, તેમ તેના સાથે એકાંતમાં વાત પણ કરતી નથી–છબીલભટે કરગરીને કહ્યું કે આપ મારી થોડી વિદ્વતા તો જુઓ? જોગણીએ કહ્યું કે ઠીક કાલે આવજો. કથા થઇ રહ્યા પછી સાકરનો પ્રસાદ વેહેંચ્યો અને લાગ-ીજ ઘરમાં જઇ કમાડ વાશી દીધાં. પંડિતે તેની ચિકિત્સા જોઈ ખ્યાલ કર્યો કે નહી આ કોઈ મહા પ્રતાપી જોગણી છે. બીજે દિવસે પોતે બનીઠનીને પંડિત જોગણી સગુણસુંદરીના ઉતારાપર ગયો. કમાડ ઠોકયાં એટલે દાશીએ ઉઘાડીને અંદર લીધો. પછી વંદન કરીને પોતે બેઠો, જોગણી સગુણસુંદરી વાતચીત કર્યા પછી બોલી–મહારાજ! મારે અહીંયાં રોજ એક બ્રાહ્મણ જમાડવાનો નિત્ય નિયમ છે, માટે આપ પ્રસાદ લેશો કે? બ્રાહ્મણ બોલ્યો-પ્રસાદ શું છે નહિ લઇએ! અમારો તો ધર્મજ છે, ને તે આપ જાણો છો. તે સાંભળી જોગણી સગુણસુંદરીએ એક વાસણમાં ચોખા ઘાલી તેમને આપ્યા અને તેને કહ્યું કે આ ચોખા છે તે તમે રાંધો એટલે હું તમને દુધ ને સાકર આપુંછું તે જમજો. બ્રાહ્મણ કહે ઠીક. પછી પોતે ચોખા લેઇને રાંધ્યા; એટલે જોગણી સગુણસુંદરીએ દુધ ને સાકરની તાંશળીયો આપી દાસીએ માંજીને પાણીનો કળશ ભરી આપ્યો. મહારાજ જ્યાં જમવા બેસે છે. તેવી જોગણી બોલી–મહારાજ! ઉભા રહો પ્રથમ મારા હાથના બે કોળીયા જમો, પછી તમારે જમવું હોય તો જમજો, મહારાજ ચમકીને બોલ્યા કે એમ શું ગાંડુ ગાંડુ બોલોછો! તમારા હાથનું તે જમાય? તમે જોગી ને અમે બ્રાહ્મણ માટે એમ તે બને! જોગણી હાવભાવ કરી બોલી–ત્યારે તો તમે વિદ્વાનજ નથી, અને મેં તમારી પરીક્ષા જોઇ, વેદમાં શું કહ્યું છે એનો વિચાર કરો, એમાં તો સર્વ જગત સરખું ગણ્યું છે. મૂર્ખ હોય તે પણ ભિન્નભિન્નનો વિચાર રાખે છે, માટે તમે વિદ્વાન છતાં ડરો છો શું? બ્રાહ્મણ તેના આંખના અણુસારાથી અને હાવભાવનાં અમૃતમય વેણુથી લોભાઇ ગયો અને તેના ઉપર

આશક પડયો. તેણે બીજા કાર્યની આશાએ તેના હાથનું પણ જમવું કબુલ કર્યું અને પોતાનું મ્હોં ફાટયું. તેણે વિચાર્યું કે અહીં કોણ જોવા આવે છે? વિષયવાસનાની લાલચે બ્રાહ્મણને ભ્રષ્ટ કર્યો. પોતે આડું ડોકું જોઇને જોગણી સુગુણસુંદરીએ બે ચાર કોળીયા ખવરાવ્યા તે ખાઈ ગયો અને પછી બાઈનો ભાત પોતાને હાથે જમ્યો, જોગણી સુગુણસુંદરી દાસીને સાન કરી રાખી કે બ્રાહ્મણ જમી રહે એટલે તેને દક્ષણા આપીને એકદમ કહાડી મેલજે, છબીલભટ જમી રહ્યા અને લુગડાં પહેરી બેસવાનું કરે છે કે દાસી આવી. તેણે તેમના હાથમાં રૂપૈયો તથા પાન સોપારી આપી કહ્યું કે મહારાજ! હવે આપને રજા છે, મહારાજે જાણ્યું કે બે ઘડી સુધી જોગણી સાથે મોજ કરીશું તે વીચારથી બોલ્યા. જઇએ છીએ, જરા બ્રાહ્મણ અકળાય છે તેને તો બેસવા દે. દાસી કહે મહારાજ! ગેર બેસજો. બાઇને સુવાની વખત થઇ છે-વીચાર હશે નહિ! એમ કરી ધક્કો મારી વીદાયગીરી આપીને બારણાં વાસી દીધાં મહારાજ રસ્તામાં પસ્તાવા લાગ્યા કે રાંડે છેતર્યો વટલાયા અને કાર્ય તો કશું બન્યું નહિ!!!

બે ચાર દીવસ વીત્યા પછી જોગણી સુગુણસુંદરીએ પોતાનો ઢોંગ છોડી દીધો અને પ્રથમનાં જે વસ્ત્ર હતાં તે પહેરીને બીજે દરવાજે થઇ શહેરમાં પોતાને ઘેર આવી, બ્રાહ્મણે વેગળેથી પોતાની સ્ત્રીને આવતી જોઈ તેવો તે ચીડીને કરડાકીમાં બોલ્યો, આવો આવો શુદ્ધ સુંદરી! તોપણ સ્ત્રી કાંઈ બોલી નહીં; જાણે કે જાણતીજ નથી. બીજે દીવસે પાણી ભરવા ગઇ, ત્યાંથી આવી ઉંબરા વચ્ચે ઘડો પછાડી બોલી-બળ્યો મારો અવતાર! અને ફુટયું મારૂં નશીબ! મારો તે અવતાર છે? કોણ જાણે પૂર્વે શાંએ પાપ કર્યાં હશે તે આ પતીની સાથે પનારૂં પડયું છે. હું તો સૂકી ભઠ બળી જાઉં છું ને જો ધરતી માર્ગ આપે તો એમને એમ અંદર સમાઈ જાઉં! તે સાંભળી ધણી ચકિત થયો અને કરડાકી કરી પુછવા લાગ્યો કે શુદ્ધસુંદરી છે શું? જરા કહો તો ખરાં, તેમ તેમ સ્ત્રી વધારે વધારે કોપીને બોલવા લાગી અને ગુસ્સો કરીને બોલી તમને તે લાજ હશે કે નહીં? અને વર સમાં રહેવું છે કે નીકળી જવું છે? હું દશ દીવસ મારા પીયરમાં જઇ આવી એટલામાં તમે શો ગજબ કર્યો! હાય! હાય! આચાર વિચાર ક્યાં ગયો? હવે આ પૃથ્વી શેના આધારે રહેવાની છે? હું કુવા ઉપર ગઇ, ત્યાં મને તો લોકોએ વીંધી નાંખી છે, અને ગામમાં

હો હો થઈ રહી છે. આપણો તો બ્રાહ્મણનો અવતાર તે ઘેર ઘેર ભીક્ષા માગવા જવું પડે, તે હવે તમને કોઇ ઘરમાં પગ મુકવા દે એવું છે ? બ્રાહ્મણ ગભરાઇને બોલ્યો—શુદ્ધસુંદરી કહો તો ખરાં, ધીરાં પડો ગભરાઓ છો શું કરવા ? મેં ગજબ શો કર્યો ? સગુણસુંદરી કહે આથી તે ગજબ કેવો કરવો હતો, ( જરા ઘાંટો કાઢી ) પેલી તરકડી જોગણી થઈ થોથાં વાંચી લોકોને સમજાવતી ફરે છે તેના હાથથી જમી આવ્યા ? તે સાંભળી મહારાજ બોલ્યા ધીરી રહે ધીરી ! ઘરમાં આવીને કહે, કોઇ સાંભળશે. શુદ્ધસુંદરી કહે હજુ તો સાંભળવાનું બાકી રાખેલું દેખાય છે ! ધર્મ તો ન રાખ્યો તો દીસતો રહ્યો પણ જરા લોકની તો લાજ રાખવી હતી, એ તે તમને ઉંધી મતી ક્યાંથી સુઝી ! તે વખતે તમારૂં જ્ઞાન ક્યાં ગોથું ખાઇ ગયું ! ગામના ને જ્ઞાતના લોક ફટ ફટ કરે છે અને જ્ઞાતના પટેલોએ તો નિશ્ચય કર્યો છે કે ન્યાત બહાર મેલવા. માટે જો કાંઇ પાસે હોય તો ઝખ મારીને સમજાવી આવું, છબીલભટ્ટનો નાદ ઉતરી ગયો ને તે બીચારો આભો બની જઇને બોલ્યો—હા હા તું કહે છે એ ખરી વાત છે પણ એનું કરવું કેમ ! લે આ પચાસ રૂપૈયા અને ન્યાત પટેલને સમજાવી આવ કે આડું તેડું વેતરે નહીં. સ્ત્રી રૂપૈયા લેઇને ચાલી ને જેને ઘેર કડલાં મુક્યાં હતાં ત્યાં આવી. અને રૂપૈયા આપી કડલાં લેઇ ઘર તરફ પાછી વળી પછી તેના ધણીને સમજાવ્યું કે હું શેઠ પટેલ પાસે જઇ આવીને રૂપૈયા દાબી આવી, તે તો એટલા લેતા નહોતા, પણ મારા પીયરના સગા નીકળ્યા, તેમને શરમાવીને કહ્યું ત્યારે પત્યું, હવે ફરીથી તે આપનું નામ નહીં દે, પણ મારા આગળ પાણી લોયું પણ હવે ફરીને એવે ઠેકાણે જશો નહીં મહારાજ તે પ્રમાણે કબુલ કર્યું અને સમ ખાધા કે કોઈ પણ દીવસ હવે હું એવા ઠેકાણાપર જઇશનહિ, ત્યારે, સ્ત્રીએકહ્યુંકે હવેથી હું તમારોછાંટો લેવાની નહીં તે દીવસથી છબીલભટ્ટ સ્ત્રી શુદ્ધસુંદરીને બીજા ત્રીજા ચાળા ચડકા કરવા ભુલી ગયો અને ઉલટો તેનો હમેશ દબાએલો રહેવા લાગ્યો સ્ત્રીએ કેટલાએક દીવસ પોતાની પવીત્રાઇ દેખાડવાને પોતાની ગોળી જુદી રાખી પણ બ્રાહ્મણની આજીજીથી તે કામ બંધ કર્યું કેટલાએક દીવસ વીત્યા પછી તેણે પોતાના પતી આગળ પડદો ખોલી કહ્યું–સ્વામીનાથ ! જે જોગણી થઇ ધોળાં વસ્ત્ર પહેરી કથા વાંચતી હતી, તે હુંજ હતી અને તમે મારાજ હાથનું જમી ગયા હતા ત્યાં

તમારો અર્થ જેવો સર્યો તેવો પણ રાજાકેશરીસીંહનો સર્યો હશે. જો મારો બગડવાનો વિચાર હોત તો હું તમને નિસરણીમાં ઉભા શું કરવા રાખત !

# છેલસીંહરાજા અને રાણી છબીલસુંદરી.

कनककमलकान्तैगननैःपाण्डुगौरै ।
रुपरिनिहितहारैश्चन्द्रनार्द्रेःस्तनान्ते ॥
मदजनितविळासैर्दृष्टिपातैर्मुनीन्द्रान् ।
स्तनभरनतनार्य्यःकामयन्यिप्रशांन्तान् ॥

અર્થ—સ્તનના ભારથી નમેલી નારીયો, સ્વચ્છ સુવર્ણ કમળ ધોળાં ને રાતાં એવા પોતાના મુખોથી, ચંદનથી ભીનાં કરેલાં હારવાળા પોતાનાં સ્તનોથી અને કામથી જેમાં વીલાસ ઉત્પન્ન થયો છે એવા તેનાં કટાક્ષથી અત્યંત શાંત ગુણવાળા મુનીદ્રોને પણ કામ ઉપજાવે છે.

કોઈ એક છેલસીંહ કરીને રાજા હતો, તે એક દિવસ કચેરી ભરીને બેઠો છે, એવામાં ત્યાં કોઇ કવી આવી ઉભો તેને રાજાએ પુછ્યું તું કોણ છું ?

કવી—હું કવી છું.

રાજા—તું કવી હઉં તો કહેવત બોલ કવી—બોલ્યા રૂપૈયા બેસે છે. રાજા—કેટલા ? કવી—એક કહેવતના એક હજાર. રાજા—એક હજાર લે ને બોલ ? કવી—પછી એક હજાર રૂપૈયા રાજા પાસેથી લઇને બોલ્યા, હે રાજા મારે ત્રણજ શબ્દ કહેવા છે.

" ઉંઘનેસે જાગના ભલા "

એ બોલીને ગયો કે બીજો કવી આવી ઉભો, ત્યારે રાજાજીએ તેને પુછ્યું તું કોણ છું ? કવી—હું કવી છું. રાજા—કવી હોય તો કહેવત બોલ ? કવિ—કહેવતના રૂપીયા બેસે છે. રાજા—કેટલા ? કવી બે હજાર રાજા—બે હજાર તો બે હજાર પણ બોલ ? ત્યારે કવિ રાજા છેલસીંહ પાસેથી રૂપીઆ બે હજાર લઇ બોલ્યો—

" જાગનેસે હરતા ફરતા ભલા. "

આવી રીતે રાજા રૂપૈયા ખરચીને બે કહેવતો શીખ્યો.

હવે એક દીવસને સમે રાજા રાતે કાંઈ કામ સારૂ ઉઠયો છે ત્યારે પોતાને પેલા કવીએ કહેલી કહેવતો યાદ આવી કે સુવા કરતાં જાગવું સારૂ છે. પણ જાગવા કરતાં હરવું ફરવું બહેતર છે, એવું વીચારીને પોતે ફરવા નીકળ્યો. તેવામાં પોતાને ૩૬૦ સ્ત્રી છે તેમાંની એક સ્ત્રી પઠાણના છોકરાને લેઈ ને બન્ને જણ સાલ ઓઢી લપટાઈને સુતેલાં છે. આવો બનાવ જોઈ વીચાર્યું કે વાહ ? કવીયોની કહેવાત ખરી પડી ને રૂપૈયા આપ્યા તે એક વખતમાંજ વળી ગયા. પછી મન સાથે વીચાર્યું કે આ વખત એમને મારે મારવાં નહીં પણ પેલી સાલ હળવે રહીને રાજાએ ખેંચી લીધી ને પોતાનો દુપટો હતો તે ઓઢાડયો. હવે જયારે વહાણું વાયું ને પેલાં બન્ને જાગ્યાં ને જોયું તો નક્કી સત્યાનાશ વળ્યું; કારણ રાણીએ રાજા છેલસીંહનો દુપટો ઓળખ્યો ને સમજી કે વાત રાજા છેલસીંહના જાણવામાં આવી ને બન્નેને મારી નાંખશે તેથી એક જીવ બચાવવા ખાતર પઠાણના છોકરાને કહ્યું કે તું અહીંથી નાસી જા, કે ત્યાંથી નાસી ગયો. સવારમાં પઠાણનો છોકરો તો ન મળ્યો એટલે રાજાએ નવરંગમતીને બોલાવી તેનું માથું કાપી ચબુતરા આગળ મૂકવાનો હુકમ કર્યો, ને તે પાસે પોતાના કારકુનો બેસાડયા. કે જેટલા ત્યાં જોવાને વાસ્તે આવે તેમાંથી જે જે કાંઇ બોલે તે લખી લે.

હવે શહેરમાં એક મહમુદ કાજીની ચાર છોકરીઓ છે, તેઓએ વીચાર કર્યો કે આપણે રાજાએ નવરંગમતીને મારી નાંખી છે તે જોવાને જઇએ. એટલે ચારે જણી રથમાં બેસીને આવી. જોઇને એક બોલી કે બાઇ, મારી નાંખી છે તો ખરી; પણ કાંઇ પારખ્યું ? ત્યારે બીજીએ બોલી. કે શું પારખવાનું ? સર્વે જોઇએ છીએ તો ? એટલે પહેલી બોલી. જો બહેન એને મશીનો શોખ બોલી કે એને પાનનો શોખ વધારે હતો, ત્રીજી કહે કે એને ફુલેલ તેલનો શોખ વધારે હતો, ત્યારે ચોથીએ કહ્યું કે એને કાળનો જુદી જુદી નીશાનીઓ બતલાવી. પછી ન્હાની છબીલસુંદરી હતી તે ફરી બોલી કે મુઈ રાંડ આ અકર્માં કે કરી ન જાણ્યું.

પ્રીત કરી પણ કરી ન જાણી, કાચી પ્રીતે રાંડ વગોવાણી.
પ્રીત કરીએ તો એસી કરીએ, કંથ વળાવા સાથ ધરીએ.

કાજી મહમુદની આ છોકરીઓનું કહેવું પેલા કારકુને લખી લેઇ રાજા પાસે મુકયું બીજા કોઇનું કહેવું પસંદ નહિ કરતાં રાજાએ

કાજીની છોકરીઓનું પસંદ કરીને ચારે જણીઓને દરબારમાં બોલાવી પછી પુછ્યું તમે જે જે વાત કહી તે શી રીતે જાણી! ત્યારે મોટી બોલી–જે એની આંગળી કાળી હતી તેથી મેં જાણ્યું કે તે એને હાંતે મસી ઘસતાં કાળી થઇ હશે. પછી બીજીને પુછ્યું કે તેં શી રીતે જાણ્યું કે એને પાનનો શોખ હતો! ત્યારે તે બોલી કે એના ગળામાં ન્હાના ન્હાના રાતા રેલાની શેરો પડી રહેલી હતી અને તેના હોઠ લાલ હતા તેથી જાણ્યું કે પાનનો શોખ હતો. રાજાએ ત્રીજીને પુછ્યું કે તમે તેલનો શોખ કેમ જાણ્યો? તેણે જવાબ દીધો કે એના માથાની સુગંધ ઉપર માખીઓ ભમતી હતી તેથી મેં જાણ્યું. અને ચોથી છબીલસુંદરીને પુછ્યું ત્યારે તેણે કહ્યું કે આંખમાં કાજળ આંજેલું મેં જોયું તેથી જાણ્યું. ત્યારે રાજાએ પુછ્યું કે તું દુહો બોલી તે ખરો કે ખોટો? તેણે જવાબ આપ્યો કે ખરો નીકર એ મરત નહીં. તેજ વેળા રાજા છેલસિંહ ચોથી છબીલસુંદરીને પરણ્યો; અને તેને એક ડંડીયા મહેલમાં રાખી આસપાસ ચોકી બેસાડી મેલી એમ કરતાં કરતાં એ વાતને છ વરસ થયાં ને પેલી જુવાની કમળના ફુલની માફક ખીલી રહી, પણ રાજાએ તો એને ડંડીયા મહેલની અંદર પુરીજ મુકી જ્યાં કોઇ પુરૂષને મળવાનો લાગ ફાવ્યો નહીં.

એમ કરતાં શહેરમાં એક નવરંગમીયાં સોદાગરને રાજા સાથે દોસ્તી હતી, તેને મહેલની નીચેથી રોજ રાજા સાથે જતાં રાણી છબીલસુંદરી જોયા કરતી; પણ રાજાથી જુદો પડે તોતેને કાંઈ સાનમાં સમજાવાય કે? એમ કરતાં એક દીવસ તે જેવો નવરંગમીયાં એકલો જતો હતો તેવો રાણી છબીલસુંદરીએ પાનના બીડામાં તું જો મને કોઇપણ પ્રકારે મળવાને લાગ ન કરે તો તને સુવર ખાધા જેટલું પાપ, સ્ત્રી હત્યા કર્યાનું પાપ વિગેરે–લખીને બારીએથી નાંખ્યું. સોદાગરે જેવું બીડું ફેક્યું તેવું ઉમંગભેર હાથમાં ઝીલી લીધું. પણ વાંચીને બહુ વિમાસણમાં પડયો પછી તેણે પોતાના બંગલાથી તે રાણીના મહેલ સુધી ઠેઠ સળંગ ભોંયરૂં જમીનમાં ખોદાવ્યું, તેથી સોદાગર નવરંગમીયાંને રાણી છબીલસુંદરી પાસે જવાનો લાગ ફાવ્યો ને બે ચાર દિવસ જા આવ કરતાં તો રાણીના ઇસકમાં પડયો. બે ત્રણ માસ એમ કાઢયા પછી બંને જણાએ વીચાર કર્યો કે આ વાત રાજા જાણતો નથી માટે ચોર ઠરે તો લાભ? પણ એને જણાવીને સંસર્ગ રાખીએ તો તેમાં આપણી હુંશીયારી!

રાજાએ તે રાણી છબીલસુંદરીને મહેલમાં પુરી મુકી ત્યારે પોતાની કટાર અને રૂમાલ આપેલાં હતાં અને કહ્યું કે આ જોઇને આની સેવા મારા બદલે કર્યા કરજે. રાણીએ તે લઇને ખીંટીએ ભરાવી રાખ્યાં હતાં. તે હવે રાજાને જાણ કરવા માટે રાણીએ સોદાગર નવરંગને આપ્યાં કે આ વાનાં લઇને તમે કચેરીમાં જાઓ. પછી પેલો સોદાગર તે લઇને કચેરીમાં ગયો, ત્યાં આગળ રાજાએ રૂમાલ અને કટારી ઓળખી સોદાગર નવરંગમીયાને પુછ્યું કે તમે રૂમાલ અને કટાર ક્યાંથી લાવ્યા? સોદાગરે કહ્યું કે એ તો મારાં છે, ત્યારે રાજાએ વીચાર્યું કે મોટો પુરૂષ છે, કદાપી એની પાસે પણ મારા જેવી વસ્તુઓ હોય, માટે મહેલે જઈ જોઇ આવું. તેથી કહ્યું કે તમો બેસો હું ખાઇને આવું છું, ત્યારે સોદાગરે રજા લીધી કે હું પણ મારે ઘેર જાઉં છું, ત્યારે સોદાગરની પછવાડે જાસુસો મોકલ્યા કે એ પણ મારે ઘેર જાય છે કે ક્યાંઇ બહાર? જાસુસોએ પછવાડે લાગીને જોયું તો સોદાગર પોતાનાજ ઘર અંદર ગયો છે, જ્યારે રાજા છેલસિંહ રાણી છબીલસુંદરીના મહેલે જવાને સંચર્યો કે પેલો પણ ભોંયરામાંથી જઇને રૂમાલ અને કટાર ખુંટીએ મૂકીને પાછો આવ્યો. તેથી રાજા છેલસીંહ રાણીસુંદરીના મહેલમાં જઇ જુવે છે તો રૂમાલ અને કટાર ખુંટીએ લટકાવેલાં જોયાં, એટલે તે ચુપ પાછો ફર્યો બીજે દીવસે પેલી કટાર અને રૂમાલ સોદાગર પાસે ફરીને જોયાં. ફરી રાજા તપાસ કરવાને ગયો તો ખુંટીએ વળગાડેલાં જોયાં તેથી તેથી નક્કી કર્યું કે સોદાગર પણ મોટો પુરૂષ છે, માટે એની પાસે અવશ્ય મારા જેવી વસ્તુઓ છે.

આ વાતને ત્રણ મહિના થયા પછી રાણીએ સોદાગર નવગમીયાંને કહ્યું કે આમ કર્યા કરતાં આપણે ક્યાંઇ નાસી જઇએ તેને માટે તમે એક વહાણ તૈયાર કરાવો. સોદાગરે તેના કહ્યા પ્રમાણે વહાણ તૈયાર કરાવ્યું. પછી તેને રાણી છબીલસુંદરીએ રાજા છેલસીંહની રજા લેવાને મોકલ્યો, રાજાએ દીલગીર થઇને રજા આપીને પોતે તેને વહાણમાં દરીયા સુધી વિદાય કરવાને ગયો. હવે રાણીએ શું કર્યું કે ઘઉંના આટાનું એક પુતળું કરી મ્હેલની આગળ બેસાડયું, જે રાજાએ પોતાના મિત્રને વીદાય કરવા જતાં રસ્તેથી જોયું. ને રાણી ભોંયરામાંથી નીકળીને છાનીમાની વહાણમાં ચઢી પડદો નંખાવીને બેઠી! રસ્તે જતાં રાજાએ રાણી છબીલસુંદરીને બારીયે જોઇ,

ત્યારે વીચાર્યું કે આજે રાંડ–શરમ લાજ છોડી દઇને બારીએ આવી ઉભી છે તેથી તેને હાથેવતી અણુસારો કર્યો કે ઘરમાં જા ? પણ પેલું તો પુતળું તે જાય શેનું ? તેથી રાજાએ વિચાર્યું કે રાંડ ! હમણાં મારૂં કહ્યું કાંઇ ગણકારતી નથી. તેથી મીત્રને વીદાય કરી આવીને એને મારી નાંખું. એમ ધારી સોદાગર નવરંગમીયાંની સાથે વળવા ચાલ્યો. વહાણુમાં વળાવતી વખતે પોતાના મીત્રને ભેટયો ને આવજો કહી આદરમાન આપ્યું ને મીત્રે સલામ કરી, જેવું વહાણ ઉપાડયું તેવી રાણી છબીલસુંદરી પડદામાંથી બહાર આવીને બે હાથે રાજાને સલામ કરીને પાછી ગઇ, તે રાજા છબીલસીંહે ઓળખી નહીં ! પણ પાછાં વળતાં મહેલમાં જઇને જુએ છે તો રાણી છબીલસુંદરી મળે નહીં ને બારી આગળ ઘઉંના લોટનું પુતળું કરેલું છે ? ત્યારે તેને સાંભળ્યું કે રાંડ સોદાગરની સાથે નાસી ગઇ !!

પેલાઓ વહાણ હંકારી આગળ ચાલ્યાં તે કેટલેક દીવસે કીનારો આવ્યો ત્યાં ઉતર્યાં, કીનાપરાપર બકરાં પાણી પીતાં હતાં તેની સાથે માલો કરીને એક છોકરો જે બકરાં ચરાવતો હતો તે પણ બકરાંની પેઠે બે પગ ને હાથે પડીને પાણી પીતો હતો, તે જોઇ સોદાગર નવરંગમીયાં વીસ્મય પામી બોલ્યો કે આ પશુ કે માણુસ ? પેલીએ જવાબ દીધો કે એનામાં કેળવણી ઓછી છે. પણ માણુસ જેવું કેળવીએ તેવું થાય. પેલો કહે. એમાં વળી કેળવણી શાની ? એ ગાડર તે કાંઇ માણુસ થતો હશે ? રાણી છબીલસુંદરીએ જવાબ આપ્યો કે એને કેળવીએ તો એજ એવો થાય કે એના જોડા તમેજ લુછી એને પહેરાવો ! આ સાંભળી સોદાગરને ગુસ્સો ચઢયો ને બોલ્યો કે જા રાંડ !–જ્યારે હું એનો જોડો લુછીને પહેરાવું, ત્યારે તારી સાથે રહીશ. પેલી કહે અહો ! એમાં શું ! લાવ મારી બચકી ને હું તો મારે ચાલી, જેવો રાજાને છોડયો તેવો વળી તને પણ મારો ઘરેણાનો દાબડો ને ખાધાનું આપ તો જાઉં પેલાએ તે પ્રમાણે આપ્યું અને પેલી તે લેઇ ચાલી ! !

રાણી છબીલસુંદરી ખાવાનું ને પોતાનું જરીયાન લેઇ પેલા છોકરા માલા પાસે ગઇ, તેવો છોકરો એવું રૂપ ને આભુષણ કોઇ દીવસ જોયેલું નથી તેથી ચમક્યો ને નાસી ગયો. પણ બીજે દીવસ પાછી છબીલસુંદરીએ તેને આવતાં જોયો તેવી એક ઝાડને સાથે લપાઇને તેની સામે લાડવો ફેંકયો, તે લઇને પેલો નાસી ગયો. ત્રીજે

દીવસ આવ્યો ત્યારે મેલીએ ફરીને લાડવો નાંખ્યો, તે પેલાએ ત્યાંજ બેસી ભાગીને ખાધો. એમ ચાર પાંચ રોજ કરતાં પેલો હળી ગયો, ત્યારે રાણી તેની પાછળ પાછળ તેની ઝુંપડીમાં ગઇ ત્યાં તેની ડોસી હતી, તે પણ તેને જોઇ બીની. ત્યારે પેલી એ કહ્યું કે તમે શું કરવા ડરો છો હું પણ તમારા જેવીજ છું. ભૂત નથી, પ્રેત નથી. પછી પેલી ડોશીની ઝુંપડીમાં રહીને છોકરાને ભણાવવા માંડયું, તેને વરસે બે વરસે હુંશીયાર કીધો, ને કહ્યું કે ભાઇ હું તારી બેહેન જેવી છું. પછી તેઓ એક મ્હોટા શેહેરમાં જઇ ત્યાં મહેલ બંધાવી વસ્યાં. ત્યાં છોકરાને એક ઘોડો અપાવીને તેની ઉપર બરાબર બેસતાં શીખવ્યો ને પછી શીકાર મારતાં શીખવ્યો તથા તેને વેપાર વણજમાં પણ પલોટયો. છેલ્લે જ્યાં પેલો સોદાગર નવરંગમીઆં વેપાર કરવા જતો હતો તે શહેરમાં જઈ રહ્યાં ને રોજ ઇશકબેર તેને ઘોડાપર બેસારી આખા શહેરમાં ફરવા મોકલતાં. રાજા છેલસીંહની સાથે પણ ઓળખાણ થઈ. પછીતો રાજા શિકાર કરવા જાય ત્યાં તેને શિકાર ઘણો સારો મારતાં જોઇને રાજાએ રોજ સાથે તેડી જવા માંડયું.

એક દીવસ પેલો માલો જ્યારે શિકાર કરવા ગયો ત્યારે તેની બેહેન તેના ઘોડાના જીનમાં પાણી, ખાવાનું અતર વીગેરે સર્વે ભરી આપ્યું. પછી પોતે તે રાજા બન્ને શીકારે ચાલ્યા ને ચાલતાં ચાલતાં બપોર થયા ને જંગલમાં આવી ચઢયા ત્યાં માથાપર ગરમી પડતી હતી, ને રાજા છેલસીંહ થાકી ગએલો તેથી તેને પાણીની તરસ લાગી; ત્યારે તે બોલ્યો,—અરે કોઇ પછવાડે આવે છે કે? માલો બોલ્યો—હું છું. સાહેબ રાજા બોલ્યો—ભાઇ હું તમને નથી પુછતો પણ કોઇ ચાકર છે એમ પુછુંછું. માલો કહે—હુંજ ચાકર ત્યારે રાજા બોલ્યો તું શું કરશે? પાણી જોઇએ તે તું કયાંથી લાવશે એટલે તરતજ માલાએ જીનમાંથી હુકો કાઢી આપ્યો, કસુંબો ઘોળ્યો, પછી ખાવાનું તથા પાણી પણ કાઢી મોં આગળ મુકયું. તે જોઇ રાજા છેલસીંહ ઘણો ખુશી થયો ને બોલ્યો કે વાહ! વાહ! ધન્ય છે! માગ માગ, જે માગે તે આપું. પેલો કહે તમે શું આપશો? ત્યારે રાજાએ વચન આપ્યું કે જે માગીશ તે આપીશ. માલાએ કહ્યું કે આજ નહીં, મારી બેન છે તેને પુછીને કાલે માગીશ. પછી ઘેર આવી પોતાની બેહેનને પુછયું કે રાજા પાસે શું માગું? ત્યારે બેહેને જવાબ આપ્યો કે એટલું માગ કે દરીયાનું દાણ મારે હાથે ચુકે. માલાએ તે પ્રમાણે

રાજાને કહ્યું તે રાજાએ તેને બક્ષીસ કીધું. એ વાતને પાંચ સાત વરસ વહી ગયા, ત્યારે પેલો સોદાગર નવરંગમીયાં ત્યાં વહાણો ભરી આવ્યો. પોતાનો માલ વહાણેથી ઉતારી વેચી રહ્યો ને પાછો માલ ભરી લઇ જવાને માટે પરવાનો લેવાને આવે છે. તેને જોઇ રાણીએ તે છોકરાને શીખવી મુકયો, તેથી તેને માસ બે માસ રખડાવ્યો. રોજ ધક્કા પડે છે, ને ખરચ માથે ચઢે છે, તેથી સોદાગર નવરંગ મીયાં કંટાળી રહ્યો છે, તેવામાં એક દીવસ તેને આવતો બારીએથી જોઇ સ્ત્રીએ છોકરાને સુઈ જવાને વાસ્તે કહ્યું ને સીપાઇઓને આઘા પાછા કરી નાંખ્યા, પેલો માલ ભરી જવાની ગરજથી ગરીબ થઇને પલંગ પાસે આવી બેઠો. પછી થોડીકવારે દાણી જાણે ઉંઘમાંથી ઉઠતો હોય તે પ્રમાણે ઉઠયો ને બુમ પાડી કોઈ છે ? પણ કોઇએ જવાબ આપ્યો નહી, તેથી ફરી બુમ પાડી પણ સીપાઇઓને શીખવેલા તેથી કોઇએ જવાબ આપ્યો નહિ, તેથી તે ઘણો ચીડાઇને બોલ્યો કે કોઈજ નથી, ત્યારે પેલા મારા સામા જોડા પડેલા છે તે અહીં કોણ લાવે ને જોડા પહેર્યા વગર તે શી રીતે હું ઉતરૂં ! પેલો કહે સાહેબ ! હું લાવું ( કે તેથી મારૂં કામ થાય એવી મતલબ ) એથી કરી જોડા ઉચકી આણી પાસે લાવી મુકયા. ત્યારે પેલાએ કહ્યું કે ધુળવાળા છે તે શી રીતે પહેરૂં ? તે સાંભળતાંજ પેલા નવરંગમીયાંએ ખીસ્સામાંથી રૂમાલ કાઢી સાફ કરી આપ્યા. એટલે તરત છબીલસુંદરીએ પડદામાંથી આવીને સલામ કરી—કેમ મ્હોંડા ઉપર ખાસડાં પડયાં ? અને બની વાત કહી જણાવી. તે સાંભળી સોદાગરે કાન પકડયા. પછી પેલા છોકરા માલાને શીખવી રાજા છેલસિંહને કહાવ્યું કે તમે મ્હારી બેહેન સાથે લગ્ન કરો, તે રાજાએ હા કહી ને પેલી છબીલસુંદરી મ્હેલમાં દાખલ થઇ.

---

## રાજા પ્રેમસિંહ તથા તેની સ્ત્રી મદનમંજરી.

नखपदकृतभङ्गानवक्षिमाणाःस्तनान्तान ।
अधरकिसलयाग्रंदन्तभिन्नंस्मृतशाल्य ॥
अभिमडरतवेशातन्दन्त्यास्तरुण्य ॥
सवितुरुदयकालेभपयन्त्याननानि ॥

અર્થ—પતિના નખ લાગવાથી ખંડિત થએલી સ્તનની ડીંટીને

જોતી, તેના દાંતથી ખંડિત થએલા અધર બિંબના અગ્ર ભાગને સ્પર્શ કરતી, અને પોતાને ગમે એવા રતી વખતે થયેલાં ચીન્હથી આનંદ પામતી કેટલીક સ્ત્રીઓ સુર્યોદય સમયે પોતાના મુખને ફરીથી સુશોભિત કરે.

મનોહરમતી નગ્રીમાં અજયસિંહ નામનો રાજા રાજ્ય કરતો હતો. તે રાજાને પ્રેમસિંહ કરીને પાટવી કુંવર હતો. કુંવર મહા ચતુર હતો, તેથી તેણે એક અડધો ધાવ લખીને બ્રાહ્મણને આપ્યો.

" મારગ આંબો મોરીયો તે રાખ્યો કેમ જાય. "

અને કહ્યું મહારાજ ગામે ગામ જાવો ને કોઈ ચતુર કન્યાની વધાઈ લાવશો તો તમને સવાલાખનું ઇનામ આપીશ બ્રાહ્મણ ધાવ બોલતો બોલતો ગામોગામ આથડયો, પણ કોઇ ધાવ પુરો કરે એવું મળ્યું નહિ, ત્યારે ઘર તરફ પાછો ફર્યો અને નગરથી ત્રણ ગાઉને છેટે એક ગામ હતું તેને પાદરે શોકાતુર થઇને બેઠો. તે ગામના ગરાશીયાની મંદનમંજરી નાનની પુત્રી હતી, તે ઉછળતી જુવાનીએ પહોંચી હતી; તેથી તે હવે વધારે વરસ નહી ખમે, એવા વીચારથી તેના માબાપ તેનું સૌભાગ્ય શોધતાંજ હતાં, પણ ન્યાતમાં કોઈ ખપતો ન મળવાથા તે હજી કુંવારી સ્થિતિમાં હતી. તે પનઘટપર પાણી ભરીને જતી હતી; તેણે પુછ્યું મહારાજ તમારે શું દુખ છે? બ્રાહ્મણ બોલ્યો—બાઇ તું ચાલી જાની! હું આખી પૃથ્વીમાં ફર્યો તોય કોઇ મારૂં દુઃખ ભાગી શક્યું નથી, ત્યારે તારો શો આસરો? બૈરાંના ટાયલાથી મારૂં શું વળે? ગરાશીયાણીએ ઘણી જક કરી, ત્યારે હકીકત કહી ને બ્રાહ્મણ ધાવ બોલ્યો—

" મારગ આંબો મોરીયો તે રાખ્યો કેમ જાય! "

કન્યા બોલી—અહો એમાં શી મોટી વાત છે! લાવ તારો ધાવ ઉભી ઉભી પુરો કરી આપું. તે તારા રાજાને જઇ દેખાડજે ત્યારે બ્રાહ્મણ બોલ્યો—" બાઇ તું પુરો કરીશ તો મારી જન્મો જન્મની આશા પુરીશ. મારો રાજા કાંઈ ન્હાનો સુનો નથી. તેની પછવાડે બાર લાખ ફોજ ચડે છે અને તે મનોરમતી રાજ્યનો પાટવી કુંવર છે." નારીએ રાજાનું નામ સાંભળતાં હરખથી ધાવ પુરો તે નીચે પ્રમાણે.

" મન આંકુશને તન હાથીયો, તે આપ રખાય. "

પછી બ્રાહ્મણ તે સ્ત્રીનું નામ ઠામ પુછી ચાલી નીકળ્યો. રાજા

ના રાજમહેલમાં કુંવર હિંચોળા ઉપર હિંચકા ખાય છે. ત્યાં જઇ તેણે ધાવની ચબરખી નાંખી. કુંવર ધાવ વાંચીને ખુશી થયો ને પોતાનાં બાપને કહી, તે ગરાશીયાને તેડાવી તેની છોકરીનું માગું કર્યું. બહુ ધામધુમથી અને દેશ દેશના રાજાને તેડાવી રાજા જાન લઇને પોતાના કુંવર પ્રેમસિંહને પરણાવવા ગયો. ત્યાં લગ્ન ઘણા હરખથી કર્યું ને માંડવાવાળે પંદર દિવસ સુધી જાનૈયાને રાખ્યા. લઇને પોતે પરણીને ઘેર આવ્યો ત્યારે આખા ડાહ્યા કુંવરે રાણીને કહ્યું કે જેવી રીતે ધાવ પુરો કર્યો, તેવી રીતે તમે ચાલો જોઉં શું થાય છે? પુછી બાઇ પાસેથી માસ છમાસ બહાર ફરવા જવાની રજા લેઇ સ્ત્રીને શહેરની બહાર વિશાળ તળાવ હતું તેની મધ્યે મધ્યમાં એક સ્થંભો મેહેલે બાંધી તેમાં પુરીને ચાલતો થયો.

એ વાતને એમ કરતે કરતે છ વરસ થઇ ગયા સ્ત્રી ભરજોબનવંતી થઇ, ને બપૈયા મેઘને સંભારે છે તેમ પોતાના સ્વામીને સંભારવા લાગી, તેમ છતાં પોતાના મનસ્વી આવેશોને ધીમો પાડી તે એવા વટથી ચાલી કે આટલા લાંબા ગાળામાં તેણીને કાંઈ પણ કહેણી આવી નહિં, તોપણ ધણીએ તો તેને કશી ગણતીમાં લેખીજ નહિ. ત્યારે તે સ્ત્રીની ચલીતવૃત્તિ થઇ તેવામાં એક દિવસ હઠીયા વણઝારાની પોઠ આવી, મહેલથી ગાઉ એકને છેટે પડાવ કર્યો. તેનો એકનો એક છોકરો એક ઘોડો ખેલાવતો ખેલાવતો રાણીના મહેલ પાસે આવી પહોંચ્યો. ઉન્હાળાનો દહાડો હતો તે તેણે આ સુંદર ને સ્વચ્છ પાણી વાળુ તળાવ દીઠું, એટલે સિપાઇને કાંઇ સમજાવી તેમાં નહાવા પડયો. પાણીમાં તરતો તરતો તે છેક મહેલની નજીક ગયો, ત્યાં કુંવરી મદનમંજરીએ બારીયેથી તેને દીઠો, એટલે કંદર્પ સરખી કાયા જોઇ તેનાપર મોહિત થઈ. વણઝારાએ પણ ઉંચું જોતાં બે જણની નજર સામા સામી મળી. એટલે નારીએ—"જો તે મહેલમાં નહિ આવે તો તારે માથે સ્ત્રીહત્યા તે ગૌહત્યાનું પાપ" એમ પાનમાં લખી કરીને તેની તરફ નાખ્યું. તે તેણે ચતુરાઇથી ઝીલી લીધું. પછી પોતે ઘેર જઇ તંબુમાં દુખીત જેવો થઇને સુઇ ગયો અને જમવાની વખત થઇ ત્યારે ઉઠયો નહિ એટલે તેના બાપે પુછયું, "બેટા શું થયું છે? તને કોઇ આંગળી કીધી હોય તેનો પહોંચો કાપી નાંખું—તું શા માટે જમતો નથી, તેનું કારણ કહે?" ત્યારે છોકરે કાંઇ બોલ્યા વગર પેલું પાન આપ્યું. તે વાંચી વણઝારો બોલ્યો

ફીકર નહિ, તુંને ત્યાં મોકલાવી આપીશ, ત્યારે છોકરે ઉઠીને જમી લીધું અને તેનો બાપ ઘોડે ગામમાં વેલદાર લોકોના ફળીયામાં ગયો. વેલદાર લોકે વણઝારાને જોઇને પુછ્યું—"નાયકજી શી ફરમાસ છે! નાયકજીએ તે લોકના પટેલ સાથે એકાંત કરીને હકીકત જણાવી કહ્યું કે મારા તંબુથી તે ગામ બહાર એકસ્થંભો મહેલ છે, ત્યાં એક માસમાં સુરંગ ખોદી આપો, તો મારી પોઠનો ચોથો ભાગ આપું તે પ્રમાણે હા કહી. અને બસેં જઇ વણઝારાના તંબુ આગળ આવ્યા અને પ્રથમ તંબુની આસપાસ કોટ ચણ્યો પછી ૨૭ દહાડે તળાવ સુધી સુરંગ ખોદી મહેલની અંદર બારણું મુકી બરોબર રસ્તો કરી આપ્યો પછી માંહી દીવાબત્તી કરી વણઝારાએ છોકરાને મોકલ્યો, ભાઇ જા, પણ સંભાળ રાખજે? પછી છોકરો ગયો અને બારણા બહાર છાતી કાઢીને બોલ્યો લે કામીની સલામ! જો મહેલમાં આવ્યો છું! રાણી બોલી "ના બરોબર માંહે આવો." પછી ઓરો આવ્યો કે રાણીએ હાથ પકડી પલંગપર બેસાડ્યો પેલાએ ના પાડી ત્યારે નારીએ ધમકી આપી કે જો નહિ બેસીસ તો હું બુમ મારીશ એટલે સીપાઇ પકડીને રાજા પાસે લેઈ જશે, તો તને ગરદન મારશે ત્યારે પેલો ધાસ્તીનો માર્યો પલંગપર બેઠો અને ઇશક પણ કીધો. પછી એક બીજાનો જીવ મળ્યો ત્યારે તો રાણીના હીચકા પાસેથી સુરંગને રસ્તે વણઝારાના પલંગ સુધી એક દોરડું બાંધી સોનાના ઘંટા રાખ્યા તેથી જ્યારે એક બીજાની ચાહના કરતાં ત્યારે ઘંટ વગાડતાં, એટલે બંને ભેગાં થઈ આનંદથી મોજ મારતાં.

એક શહેરમાં કોઇ જોગી અખંડ ભભુત લગાવી જટાને માથે અબધુત જેવો અંબોડો વાળીને ટહેલ નાંખે છે, "અબે સબ બંઠી અબે સબ બંઠી; એક ના બંઠી મેરી કમલતા?" બાવો શા અર્થથી ઉપલું વાક્ય બોલે છે તેની શહેરમાં કોઇને ગમ પડતી નથી કુંવરને કાને પણ બે ચાર દિવસ સુધી આ વાક્ય પડયું પણ અંકુર સમજાયો નહિ, ત્યારે એક દિવસે એનો ભેદ ભાગવા કુંવર તેની પછવાડે ગયો. બાવો આગળ ને રાજા પછવાડે એવી રીતે શહેરની બહાર ૩-૪ ગાઉ સુધી ગયાં. ત્યાં એક ટીંબો હતો, તેને ઓથે જઇ બાવો બેઠો, અને જટામાંથી એક દાબડી કહાડી તેમાંથી નવજુવાન જેવી સ્ત્રી નીકળી; તેણે પગે લાગીને પુછ્યું-"કેમ બોલાવી મહારાજ? બાવો બોલ્યો કે રસોઇ કરવી છે? પછી બાવાને ગાંજો ભરીને હુકો આપ્યો ને પોતે રસોઈ કરવા બેઠી, અહીં બાવો હમેશ પ્રમાણે હુકો પીતો

પીતો ઉંઘી ગયો ને પણ સ્ત્રી રસોઇ કરી રહી. ત્યારે સ્ત્રીએ પોતાના ગળામાંથી એક માદળીયું કહાડયુ ને ઢાંગણું ઉઘાડયું એટલે તેમાંથી છેલ પુરૂષ નીકળી આવ્યો બન્ને જણાએ પહેલું ભોજન કર્યું. તેમાં એકેક બબ્બે લાડુ ખાધાં ને પછી રંગભોગ કર્યો. બે ત્રણ કલાક ગયા કે બાવાને ઉઠવાની વખત થઈ ત્યારે સ્ત્રીએ પુરૂષને સંતાડયો અને પછી બાવાને ઉઠાડયો. આ બધું જોઇને રાજા તો બહુ આશ્ચર્ય પામ્યો. ઓએ ઓએ! બાવાનું બોલવું હવે સમજ્યો, બાવા પોતાની બાયડીને જટામાં. રાખી ફરે છે તો નારી યારીને માદળીયામાં રાખે છે!" બાવાને ઉઠાડી પછી સ્ત્રીએ બે પત્રાળાં નાંખ્યાં. એકમાં બે લાડુ બાવાને વાસ્તે મુક્યા અને પોતાને વાસ્તે અડધો મુકયો. ત્યારે કહ્યું અડધો કાયકુ ખાતી હે?" સ્ત્રી બોલી—"મહારાજ હમ અ-બળાકું થોડીજ ભૂખ હુવે." રાજા મનમાં હસ્યો, રાંડે પહેલાં બે લાડુ ચડાવ્યા છે, તો બીજે કયાં ઘાલે એ તો ચાલે તે-નાંજ ભલાં!

રાજા આ તમાસો જોઈ ચાલી નીકળ્યો ને વિચાર્યું કે આ રીતે કબજે રાખતાં પણ આ સ્ત્રીને વિચાર છે ત્યારે મારીને પણ કોઇ હશે. કહેવત છે કે ઘેર ઘેર માટીના ચુલાછે, પછી કુંવર બીજે દહાડે કચેરી કરી બેઠો છે અને ત્યાં થકી જોગી રોજ પ્રમાણે ટહેલ નાંખતો ચાલ્યો, ત્યારે કુંવરે જોગીને બોલાવીને ફરમાવ્યું કે તમારે આજ અમારે ત્યાં જમવું. પછી હુકમ કીધો કે "હઠ્યાં! કોઇ દાસીને કહો કે એક સ્થંભે માળીએ જઇને રાણીને કહે કે રાજા તમારે મ-હોલે પધારશે, માટે છ માણસની રસોઇ કરજો" દાસીએ વીચાર્યું કે રાજા જમનાર હશે તો જમશે, પણ મારે તો વધાઇમાં બસોની સાડી આવશે; તેથી તે ઝટપટ એક સ્થંભે માળીએ જઇને રાણીને વધિં આપી. પહોરેક થયો એટલે રાજા અને જોગી મહેલમાં ગયા. રાણી જોગીને જોઇ કાંઇક વીચારમાં પડી. પછી જ્યાં બત્રીસી રસોઇ અને તેત્રીસાં શાક તૈયાર થયાં. એટલે રાજાની તથા જોગીની પત્રા-ળીયો નાંખી. ત્યાં રાજાએ બાવાને પૂછ્યું. "તમારૂં કોઇ આશ્રાંગત હોય તેને કહાડો? બાવો બોલ્યો કે 'રાજા! હમારા શીવજી બીના દુસરા કોઇ નહી." પણ રાજાએ ઘણાં વાના કર્યા, તેથી બાવે પોતાનો ચોટલો છોડયો અને માહેથી દાબડી ઉઘાડીને સ્ત્રીને બહાર કાઢી? તે સ્ત્રીનું પણ જોડે પત્રાળું નંખાવ્યું. પછી તેની જોડે બીજું નાખ-

વાનો હુકમ કરીને સ્ત્રીને કહ્યું કે તમારે આશ્રાંગત હોય તો કહાડો? સ્ત્રી બોલી-મારો તો બાવોજ છે પછી બાવો બોલ્યો, હમબીના લુગાઇકા આશ્રાંગત દુસરા કોન હુવે? રાજાએ જોગટાને વકારી કહાડી કોરડો હાથમાં લઇ સ્ત્રીને સંગ્ના કરી, જો નહી કહાડો તો આનો માર પડશે. નારીએ મારની ધાસ્તીથી યારને કહાડયો. તે જોઇને બાવો ભુંડો પડયો ને ખાવાનું ભુલીને સ્ત્રીને ગાળો દેવા લાગ્યો, ત્રણેને જમતા કરી રાજા પોતે સામા હીચોળા ઉપર જઇ બેઠો. તે પાસે દોરડું બાંધેલું જોઇને તે ખેંચી હીચકા ખાવા લાગ્યો એટલે પણે ઘંટ વાગ્યો. તેથી વણઝારો સમજ્યો કે મારી આજ બહુજ તાકીદ છે, તેથી ભોંયરા વાટે આવી તરત બારણું ઉઘાડયું, એટલે બાવાને અને રાજાને દીઠા. તેથી પાછો નાશી જવા જાય છે, તેવો રાજાએ જોયો "ઉભો રહે ચોર જઇશ કયાં?" એમ તમારા પણ બે પત્રાળા નાંખો, વણઝારો તો બીકથી ધ્રુજવા લાગ્યો, તેને રાણીએ ઇસારત કરી કે બીહીસ નહી તને કાંઇ થવાનું નથી. સર્વે જમી રહ્યા પછી રાજાએ રાણીને બોલાવીને કહ્યું કે "તમને અમે પરખ્યાં પણ કહો હવેથી તમને અમે વહાલા કે આ પુરૂષ "રાણીએ કહ્યું" રાજા ભુખ લાગે; ત્યારે કોદરાનો રોટલો વાસી હોય, તોય સારો લાગે છે; ખાટી છાસ ઉકરડે પણ ઢોળવી પડે છે, તેમ તમે અમને પરહરી મુકી, એટલે આ પુરૂષનો સંગ કરવો પડયો પણ વહાલા તો તમેજ! કુંવરે પોતાની ભુલ જોઇ અને વણઝારાને કહ્યું કે તું આજને આજ તારી પોઠ હાંકી જા, નહીતર લુંટી લઇને તને ગરદન મારીશ, એટલે પછી વણઝારો ત્યાંથી ચાલ્યો ગયો. પછી બાવાની બાયડીને પુંછ્યું. "તું બત્રીસ લક્ષણાને મુકીને બાવા પાસે રહી શું કરીશ? તેમ કહી તે સ્ત્રી કામલતાને તેના યારને સોંપી આપી, તેથી તે ખુશી થઈ. બાવાનો નાદ ઉતારીને કહાડી મેલ્યો અને એક સ્થંભા મહેલમાંથી રાણી ને મદનમંજરીને શહેરમાં લઈ રાજ્ય મહેલમાં સહવાસ કર્યો."

---

# ઠાકોર જોરાવરસીંહ તથા તેની સ્ત્રી રૂપસુંદરી

---

**रतीश्रमक्षामवीपाण्डुवोःप्राप्तेऽपीहर्षम्युदयेतष्मः**
**हसंतीनोच्चैर्दशनाग्रभीन्नानपीडयमानाधनरानवेक्ष्यः ॥**

અર્થ—આ સમયમાં સંભોગ ક્રીડાએ ચડેલા થાકથી મુખ જેનું ઝાંખું પડી જાય છે એવી સ્ત્રીઓ, જો કે મનમાં પોતાને મળેલા સુખથી હર્ષ પામે છે, તોપણ પોતાના હોઠને પતીના દાંત વાગેલા જોઇ બહુ ઉંચેથી હસતી નથી.

કોઈ કંગાળ રજપૂત જોરાવરસીંહ કરીને હતો, તેની સ્ત્રી રૂપ-સુંદરી કરીને ઘણી ચતુર હતી, તેનું મન વ્યભિચાર ઉપર દોડ્યું. એક દીવસ તે રજપુતાંણી બહાર જતી હતી, તેવામાં તેની સરત નગરના શેઠ ફોફળશાહના એક ખુબસુરત છોકરા ગુલાબચંદ ઉપર પડી, તે બન્નેની આંખ મળી અને તેમને દોસ્તી થઇ. તે જુવાનથી સ્ત્રીની તો નિવૃત્તિજ ખશી ગઇ અને જ્યારે જ્યારે તે રસ્તે થઇને પોતે જતી હતી, ત્યારે શેઠની હવેલીમાં સામું પોતે ચકોર જેમ ચંદ્ર સામું જોયે તેમ જોતી હતી. તેણે એક દીવસ સાન કરી તેને નદી ઉપર બોલાવ્યો અને કહ્યું કે હું તારા ઉપર આશક પડી છું માટે મારી સાથે દોસ્તી બાંધ. છોકરો ચતુર હતો પણ વાણીયાની જાતને લીધે તેનામાં સ્વભાવીક રીતે હીમ્મત ન હતી. તે બોલ્યો કે જો તારો પતી જાણે તો મારૂં માથું કાપી નાંખે અને મારી સ્ત્રી બૂ કોમળમતી રાંડે. મારૂં સઘળું દ્રવ્ય અકારજ જાય અને મારા મા બાપ ભીખ માગે: માટે એવી વાત હું સમજતો નથી. સ્ત્રી રૂપસુંદરીએ ધીરજ આપી કહ્યું કે મારા ધણીને પરદેશ કાઢું તો કેમ પછી તમને કોઇ વાતની હરકત છે? તે વાત વાણીઆએ કબુલ કરી એટલે સ્ત્રી રૂપસુંદરી તેની રજા લઇ પોતાના ઘર આગળ આવી
૨ અને પોતાના ધણી જોરાવરસીંહને પરદેશ મોકલવા વઢવા લાગી કે તમે કાંઇ ઉદ્યમ કરતા નથી તો આપણું પુરૂં શી રીતે થશે? અગાડી પેટ વસ્તાર પડશે તો તેનાં ખર્ચ ખુટણુ શી રીતે કાઢશો? ધણીએ કહ્યું કે હુ શું કરૂં? કાંઇ ભણ્યો નથી કે કોઇની ગુમાસ્તી કરૂં, સ્ત્રીએ કહ્યું તેની તમારે ફીકર કરવી નહીં. એમ કહી થોડેક દુર એક કાગડો બેઠો હતો, તેને ઝડપ લઇ પકડી આવી અને તેના પગ બાંધી તેના

ધણીના હાથમાં આપ્યો ને કહ્યું કે આ તમે વેચવા જાઓ ને એના હજાર રૂપીઆ કોઇ આપે તોજ આપજો. વેચ્યા વગર આવો તો તમને તમારા પરીયાના સમ. એમ કહી મુરખ ધણીને જોતરાં તાણવા કહાડયો કે પછી પોતે ગમે તેમ વાવટા ઉડાવે.

રજપૂત જોરાવરસિંહ કાગડો લઇ વેચવા ચાલ્યો. તેણે ગામે ગામ ફરવા માંડયું, જ્યારે કોઇ તેની કીમત પુછતું ત્યારે તે હજાર રૂપીઆ કહેતો હતો તે સાંભળી લોકો તેની મશ્કરી કરી હસ્તા હતા કે ભણેલા પોપટના એટલા રૂપીયા તો બહુજ થોડા છે!! એમ ઘણા ઘણા ગામમાં તે ફર્યો પણ કાગડાનો કોઈ ધરાક થયો નહી. જે તેની કીમ્મત સાંભળતું તે તરતજ ભડકી ઉઠતું હતું. આણી તરફ આવી રીતે રજપુત આથડતો અને પેલી તરફ રજપુતાણી રૂપસુંદરી પેલા નગરશેઠના છોકરા ગુલાબચંદથી રાત દીવસ વીલાસ કરતી હતી. ગરીબ બિચારો રજપુત ઘણે દીવસે થાકીને ઉજ્જેનમાં આવ્યો તેણે બજારમાં જઈ કાગડો બતાવ્યો કે કેટલાએક લોક તેની આસપાસ વીંટાઈ વળ્યા અને મશ્કરી કરવા લાગ્યા. એટલામાં ત્યાં જગીઓ અને ઝવેરી ઠગ આવ્યા તેમણે દીઠો. જગીયો ઝવેરીને બોલ્યો જે આ કોઇ ભલો માણસ છે તેને કોઇએ કપટ કરીને કાગડો વેચવા મોકલ્યો છે, એટલે તેઓએ તેને બોલાવ્યો અને તેમણે કહ્યું ઠાકોર કાગડાનું શું લેશો ત્યારે તેણે કહ્યું કે હજાર રૂપૈયા ત્યારે બન્ને કહે હજારના કાકા! એમ કહી તેના હાથમાંથી કાગડો લઇ ઉડાડી દીધો, રજપુતે તેના ઉપર ક્રોધ કરી ગાળો દીધી કે મારો કાગડો લાવ બન્ને ભાઇએ કહ્યું કે તારે રૂપૈયા લીધાથી કામ છે કે બીજું કાંઈ? ચાલ તને રૂપૈયા ગણી આપીએ એમ કહી તેને ઘેર તેડી જઇ હજાર રૂપીઆ ગણી આપ્યા અને ઘણો સત્કાર કરી પોતાને ત્યાં આઠ દિવસ સુધી રાખી તેની સારી બરદાસ કરી પછી જ્યારે તેને ધીરે ધીરે વાત પુછી ત્યારે રજપુતે કબુલ કર્યું કે મને મારી સ્ત્રીએ વેચવા મોકલ્યો છે. બન્ને ભાઇએ ઠરાવ કર્યો કે આપણે જઇને એની સ્ત્રીનાં લક્ષણ જોવાથી તે રજપુતે જ્યારે જવા માંડયું ત્યારે પેલા બે જણે કહ્યું કે અમે તમારે ત્યાં અમારી ભાભીને જોવા આવીયે કે? રજપુત બોલ્યો અમારાં એવાં ભાગ્ય ક્યાંથી કે અમારે ઘેર આપ પધારે? પછી જગીયો રજપુત જોરાવરસિંહની જોડે ચાલ્યો. કેટલાએક દીવસે રજપુત જોરાવરસિંહ પોતાને ગામ આવ્યો ત્યાં દિવસ આથમ્યાને

ઘડીક બાકી હતી તેથી જગીયે અટકાવ્યો કે આજ ઘેર જવાનું મુહુરત નથી; માટે આજની રાત ચોરામાં પડી રહો અને કાલે જઇશું. તે તેણે માન્ય કર્યું. પહોર રાત વીત્યા પછી જગીયો કહે હીંડ તારે ઘેર જઇએ, પણ તારે ઘરમાં જવાનું મુહુર્ત નથી માટે મને પેસવા દે ? પછી કહું ત્યારે તું અંદર આવજે. રજપુત જોરાવરસિંહને બહાર ઉભો રાખી જગીયાએ તેના ઘરના કમાડની ફાટમાંથી જોયું, તો બાયડી સેળો કોઇ પુરૂષ સુતેલો દીઠો તે જોઇ તેણે એકદમ રજપૂત જોરાવરસિંહને કહ્યું કે કમાડ ઉઘડાવ. રજપૂતે સ્ત્રીને સાદ પાડયો કે તેના પેટમાં ફ્રાસકો પડયો કે હાય! હાય! હવે એ આવ્યો ને શું કરવું વાણીયો પીપળના પત્રની પેઠે ધ્રુજવા લાગ્યો, ને બોલ્યો કે મેં તને નહોતું કહ્યું કે તું મને વગર મોતે મારીશ ? રજપુતાની રૂપસુંદરી કહે, હવે ફીકર કરીશ નહિ એમ કહી તેને એક કોઠીના અંદર ઉતારી દીધો. તે જગ્યાએ દીઠું. પછી સ્ત્રીએ બારણું ઉઘાડયું એટલે તેનો ધણી અંદર આવ્યો, તેની ખડકીમાં એક ફાટી તુટી ખાટલી હતી તે નાખીને જગીયો બારણા વચ્ચોવચ્ચ પડયો. ને કહ્યું કે ભાઇ હું તો અહીંજ રહીશ. રજપુતાણી રૂપસુંદરીએ પુછ્યું કે તમારો મીત્ર છે ત્યારે માંહ્ય બોલાવો આપણે તેમની બરદાસ કરીએ એમ કહી તેણે તેમને માંહ્ય બોલાવ્યો પણ તે ગયો નહીં રજપુત જોરાવરસિંહના ઉઘ્યા પછી નગરશેઠના છોકરા ગુલાબચંદને કાઢવા સારૂ સ્ત્રીએ ઘણાં ફાંફાં માર્યા પણ જગીયા ઝવેરીનો ખાટલો વચ્ચે હોવાથી તેનું કાંઇ ચાલ્યું નહી. તેણે ઘડીએ ઘડીએ ડોકીયાં કરવા માંડયા કે જો તે ઉંઘી જાય તો તેને હું કહાડી મેલું પણ જગીયો તો આખી રાત ખાટલામાં બેસી રહ્યો. જ્યારે જ્યારે સ્ત્રી જોવા આવે, ત્યારે ત્યારે પોતે રામ! રામ! એવા શબ્દ મ્હોડેથી બોલતો. એમ આખી રાત બન્ને જણાં ઉંઘ્યાં નહીં. ને સવાર થયું. બીજે દીવસે સ્ત્રીયે તેને ખાવાનું પુછ્યું ત્યારે તેણે કહ્યું કે મારે તો ખાવું હરામ છે. એમ ત્રણ દીવસ સુધી અપવાસ કરી પડી રહ્યો આખરે તેણે જાણ્યું અહીંયાં મને ત્રણ દીવસ થયા ને આમ હું સાત દીવસ સુધી પડી રહીશ પણ પેલાને રજપુતનું પાણી ખપતું હશે કે નહી, તેથી માંહે મરી જશે તોપણ તે કહાડનાર નથી; તેથી તે પેચ કરી જવાને તૈયાર થયો, અને રજપુત જોરાવરસીંહને કહ્યુ કે ભાઈ! આજ હું રજા લઉં છું માટે કોઇ મને

તારી યાદ દાખલ ચીજ આપ. આખા ઘરમાં ભૂત ભુસકા મારે અને હનુમાન હડીયો કાઢે તેમ હતું, તે જાણી રજપુતે કહ્યું એવી મારી પાસે શી ચીજ છે કે તને આપું? હું કાંઇ એવો પૈસાદાર નથી તે તારા લાયક મારી પાસે કાંઇ હોય માટે હું ગરીબના ઘરમાં આ-ચાર કુચરમાથી જે પસંદ કરે તે આપું. જગીયો કહે હું જે માગું તે આપે એવું વચન આપ, એટલે રજપુતે વચન આપ્યું. તેવું તેણે કહ્યુ કે તારા ઘરમાંથી જે પેલી કોઠી છે તે તું મને આપ! રજપુત જોરાવરસીંહ હસી બોલ્યો—એમાં શી વસાત છે તે તમે માગી? જગીયો કહે—એ તો અમારા ગામમાં એવો ઘાટ થતો નથી માટે જો હું મારા ગામમાં લેઈ જાઉં તો મારાં ભાઇબંધો વીગેરે જોવા આવે ને ખુશી થાય. તેથી આપે તો આપ? રજપુતે કહ્યું, આપની મરજી હોય તો બેલાશક લેઇ જાઓ? જગીઓ કહે ત્યારે તું તેને બહાર કાઢવાને મજુરને લેઇ આવ. તે સાંભળી રજપુત જોરાવર-સીંહ મજૂરને લેવા ગયો. તે વખતે સ્ત્રીએ વીચાર કર્યો કે આ મુવો ચેતી ગયો છે અને મારી પાછળ પડયો છે; પણ હવે એ શું કરે છે તે જોઇએ છે. એટલામાં રજપુત જોરાવરસીંહ મજુરને લાવ્યો, તેમણે કોઠીને બહાર કહાડી. પછી જગીએ કહ્યું કે કોઠી તો કહાડી; ગામ ઘણું દૂર પડયું તેથી ત્યાં સુધી શી રીતે લઈ જવાય' માટે એક ગાડું જોઇએ તે સાંભળી રજપુત ગાડું લેવા ગયો. તોપણ બાયડી કાંઈ બો-લતી નથી, ને તમાસો જોયા કરે છે. રજપુત ગાડું લાવ્યો એટલે જગીએ કહ્યું કે કોઠીને ઘણે દૂર સુધી લઈ જવી તેથી મારગમાં અથ-ડાઇને ભાગી જાય માટે એને અગ્નિમાં પકવી હોય તો સારી તેથી હવે તું છાણાં લઇ આવ. એમ કહી તેને એક રૂપૈયો આપ્યો તે લઇ રજપુત છાણા લેવા ગયો અને થોડી વારમાં લાવી છાણાનો મોટો ગંજ માર્યો તે સઘળાં છાણાં તેણે કોઠીની આસપાસ ખડકવા માંડયાં. પ્રથમ હાથભર ખડકયાં. તોપણ સ્ત્રીયે જોયા કર્યું. ત્યારે રજપુત જોરાવરસિંહને કહ્યું કે ભાઇ! હવે જો તારા ઘરમાં ઘાસ બાસ હોય તો લાવ એટલે તેને સળગાવું તે સાંભળી વાણીયા ગુલાબચંદને માંહે પેશાબ થઇ ગયો પણ તેને તો ચોરની મા કોઠીમાં પેસીને રડે એવું થયું. તેણે નિશ્ચય કર્યો કે જો હું બોલીશ તો બન્નેની લાજ જશે, માટે બળી મરીશ તો ખેર! રજપુતે ઘાસનું પુળીયું ઉપરથી નાખી આપ્યું તે સળગાવી કોઠીની આસપાસ ફરી તે કહેવા લાગ્યો કે જે

બાજુએ પવન આવે ત્યાંથી સળગાવું કે જલદી પાકી જાય તે જોઇ સ્ત્રીને ધીરજ રહી નહીં, અને નીશ્ચે જાણ્યું કે હવે એને બાળી નાંખશે તો ફજેતી થશે તે લાગલીજ દોડીને નગરશેઠ ફોરળશાહને ત્યાં ગઇ, જગીયાને ફક્ત બુઠદાજ કરીને ધી કેળાં કરવાની દાનત હતી, તેથી સ્ત્રીને જતી જોઇ તેણે વાતે વળગી હાથમાં સળગતો પુળો ઝાલીને સળગાવવાનું બંધ રાખ્યું.

શેઠનો એકનો એક છોકરો ગુલાબચંદ હતો તે ત્રણ દીવસથી જડતો ન હતો તેથી તેનો જીવ ઉડી ગયો હતો. તેની પાસે આવી રજપુતાણી રૂપસુંદરીએ કહ્યું કે તમારા છોકરાને મારી સાથે છ માસની દોસ્તી હતી, પણ મારો ધણી એકાએક ગામથી આવ્યો તેથી મેં તેને કોઠીમાં સંતાડી રાખ્યો છે પણ મારા ધણી સાથે એક માણસ છે તે એ કોઠી બાળી નાખે છે, માટે તમે જલદીથી જો એ કોઠી વેચાતી નહિ લઇ જશો તો તમારો છોકરો બળી મરશે. તે સાંભળી શેઠ ફોકળશાના ટાંટીયા ઢીલાઢબ થઇ ગયા અને એકદમ પોતાની સાથે પાંચ દશ વાણીયાને લઈ રજપુત જોરાવરસિંહના ઘર આગળ આવ્યો. પછી એક જગીયાને છાતીએ છાતી ભીડીને મળ્યા—ચાલો આપણે ઘેર! અહિં શા માટે ઉતર્યા છો? હું નગરશેઠ ને મારે ઘેર ના ઉતરો? ને આવા ગરીબને ઘેર ઉતરો એ ઠીક કહેવાય? મારે ત્યાં આજનો દીવસ જમીને જાઓ જગીગે કહ્યું કે મારે તો આ શહેરનું પાણી પીવું હરામ છે! ને તે કોઠી પાસેથી કેમે કર્યો ખસતોજ નથી, ત્યારે શેઠે કોઠી ભણી જોઇને પૂછ્યું આ તમે શું કરો છો? જગીયે કહ્યું કે આવી કોઠીયો અમારે ત્યાં થતી નથી તેથી મારા દેશમાં લઇ જવા વિચાર છે, પણ રસ્તામાં વખતે ભાગી જાય માટે તેને પકાવું છું નગરશેઠે કહ્યું એતો હું તમને નહિ લેઇ જવા દઉં. જગીયો કહે કેમ? ત્યારે કહ્યું જો ભાઇ હું નગરશેઠ કહેવાઉં ને મારા ગામમાંથી કોઠી લેઇ જવા દઉં તો મારે નીચું જોવું પડે અને અમને અપશુકન થાય? જગીએ કહ્યું કે આપનાર આપે છે ને લેનાર લે છે, તેમાં તમારે શેનું નીચું જોવાનુ કે અપશુકન થશે? નગરશેઠે કહ્યું ના ભાઇ તેમ થવા દેનાર નથી; વખતે પાંચ રૂપીઆ તો અબળા કરીએ? જગીએ કહ્યું કે હું તમારા રૂપીયા ઉપર બેસી રહ્યો નથી. નગરશેઠે કહ્યું કે ત્યારે તમે જો અમારા ના કહ્યા છતાં લેઇ જશો તો અમે દરબારમાં જાહેર કરીશું? તે સાંભળી જગીયાનો મિ-

આજ ગયો અને ગુસ્સો કરી બોલ્યો કે ફેફુળશાહ શેઠ મારે તારી કે તારા દરબારની કોઇની પરવા નથી. અલ્યા દરબાર શું કરવાનો છે? તું મને ઓળખતો ન હોય તો ઓળખજે કે હું ઉજ્જેનનો જગીયો છું. ત્યારે તો શેઠ ધીરા પડી કહ્યું કે તમે કહો તે આપીએ? દસ કહો તો દસ, પચીસ કહો તો પચીસ ને સો કહો તો સો આપીયે? જગીયો કહે મારે તો રૂપીઆ જોઇતા નથી. ચડતે ચડતે ફેફુળશાહ શેઠે પાંચ હજાર કર્યા, ત્યારે જગીયો કહે—શેઠ દશહજાર કહો તો પણ નહીં. ત્યારે કહે કે લ્યો દસહજાર! જગીયો કહે 'વીસ કહો તો પણ નહીં. ફેફુળશા શેઠ બોલ્યો, હમારે ને તમારે વાદ પડયો તો લો ચાળીસ હજાર? પણ તેણે માન્યું નહિ ત્યાં ભેગું થએલું લોક શું જાણે છે કે શેઠ મોટા છે, તેને વાદ પડી ગયો અને મમતે ચડયા છે, એ પ્રમાણે કોઠીની ખેંચમ ખેંચ ચાલતાં આખરે ફેફુળશાહ શેઠ લાખ રૂપીઆ સુધી આવ્યો! ત્યારે જગીએ કહ્યું કે હું તો સવાલાખ લઇશ; તે અહીંજ ગણી આપો ને પછી કોઠી લઇ જાઓ? ફેફુળશાહ શેઠે ગુમાસ્તાને હુકમ કર્યો કે જા અલ્યા આ કુંચી લઇને રૂપીઆ ગાડી ભરીને લાવ. તે સાંભળી ગુમાસ્તો ગયો અને રૂપીઆ લેઈ આવ્યો. નગરશેઠે રૂપીઆ ગણીને જગીયાને હવાલે કર્યા કે તેણે કોઠી તેમને હવાલે કરી. ફેફુળશાહ શેઠના ગયા પછી જગીયો રજપુતના ઘરમાં આવ્યો અને હવે સારી રસોઇ કરવા સારૂં સીધું સામાન લેવાને રજપુત જોરાવરસીંહને મોકલ્યો, તે દરમીયાન તેની સ્ત્રી રૂપસુંદરીને પુછયું. કેમ ભાભીજી હવે ભાઇને બહાર કાઢશો કે? રજપુતાણી હાથ જોડીને બોલી:—

> બાંધી મુઠી લાખ લ, ઉઘાડી વા ખાય;
> કાગા મુલ હજારકા, તે કોઠી લાખ સવાય.

તમે મારી ઘણી રાખી તો તમને ફાયદો થયો; મને છતી કરી હોત તો, તમારા હાથમાં કાંઇ આવત નહિ, અને હું વરણમાંથી નીકળી ગઇ હતી જગીયાએ ઘેર જતી વખત તેમાંથી પચ્ચીસ હજાર રજપુત જોરાવરસીહને આપી તેનું દારિદ્ર દૂર કર્યું, અને તે પછી રૂપસુંદરીએ પોતાની કુટેવ છોડી દીધી.



# કણબી પાંચો અને તેની સ્ત્રી માનુ.

——(०)——

**अद्यपीतांनीघृनीमधुपानपार्श्वीलाढांबांकशातनुचपलायताक्षी**
**काश्मीपङ्कमृगनाभीकृतांगटाणांकर्पूं पूगंपीपूर्णमुखमिटामी**

**અર્થ**—સંભોગ વેળાએ મધપાન કરનારી, વસ્ત્ર શણગારેલી પાતળા શરીરવાળી, ચપળ અને વીસ્તારવાળાં નેત્રવાળી કેશર કસ્તુરીનું લેપન કરનારી, કર્પુર, તાંબુલ અને સોપારીથી ભરેલા મુખવાળી રંભાને અદ્યાપી સંભારૂં છું.

પીપરીયા ગામમાં વણારસી નામે કણબીને પાંચ દીકરા હતા. તેમાં નાનાનું નામ પાંચો અને તેની સ્ત્રીનું નામ માનું હતું, એ સ્ત્રી યોવન અવસ્થા અને વળી જાત એટલે માતેલી હોય તેમાં નવાઈ શું ? આ માનુ મરજીમાં આવે તેમ પુરૂષથી જાર કર્મ કરતી હતી. તોપણ પાંચાને કોઇ જાતનો વહેમ ન હતો અને તે બન્નેને પરસ્પર ઘણી ઘાઢી પ્રીત હતી. એટલે સ્ત્રી કહે તેમજ તે કરતો. તે સ્ત્રી માનુને ગામના એક પસાયતા રજપુતથી લાગતું હતું તે રજપુત તેને દરરોજ ખેતરે મળતો, એ રીતે કેટલાએક દીવસ વીત્યાબાદ પાંચાના બાપ વણારસી તેના બે દીકરાની સાથે પાંચાના ખેતર તરફથી જતાં તે ખેતરમાં સ્ત્રી પુરૂષ બન્ને વાતો કરતાં તેણે જોયાં, એટલે જાણ્યું કે આજ પાંચો ને તેની વહુ ખેતરે ગયાં હશે એમ વીચારી ગામમાં આવ્યા ને જુએ છે તો પાંચો તો ચારે કણબીઓ સાથે ચોવટ કરતો હતો, તેને જોઇ તેના બાપ વણારસીને વહેમ આવ્યો કે પાંચાની વહુ નક્કી વંઠી છે તેથી તેણે પાંચાને એકાંતમાં બોલાવી ખેતરમાં જોયેલી વાત કહી કહેવા લાગ્યો કે તારી વહુ નક્કી વંઠી છે, તેથી આપણા કુળને નીચું જોવરાવી નીંદામાં નાખશે ને નાત જાતમાં હલકા પડીશું. પાંચો બોલ્યો બાપા ! એ વાત ખોટી છે ને તમને ખોટો વહેમ છે. ઘડપણમાં તમારી બુદ્ધિ નાઠી તેથી એ ગરીબ અને સતી જેવી છે તેને માથે ખોટું આળ ચઢાવો છો. એમ કહી પોતાના બાપ તથા મોટા ભાઇઓની સાથે સ્ત્રીનું ઉપરાણું લઈ કજીઓ કરવા લાગ્યો અને કહેવા લાગ્યો કે ખરી રીતે પકડી આપો તોજ ખરૂં માનું. એમ કહી ઘેર ગયો અને થોડીવારે પોતાની સ્ત્રી આવી, તેને બાપ તથા ભાઇએ

કહેલી સઘળી વાત કહી તેથી માનુ કુથાગ્રહથી તાડુકી બોલી કે એ શડયાઓનો દીજ રઠ્યો છે કે હું જેની સતીને ઘેર આવાં કુડાં આળ ચડાવે છે ?

હાય હાય! હવે શું કરૂં ? હું ઝેર ખાઈ મરૂં એમ થાય છે. એ પીટયા આપણું સુખ દેખી શકતા નથી; એટલે તમને વ્હેમ ભરાવી આપણુ બન્ને વચમાં લડાઇ લગાડી કજીઓ કરાવવા ધારે છે પણ તેથી હું ડરૂં તેમ નથી; મારી પાસે કોઇને જોતા-આવતો દેખો કે પકડો તે દી ઓછા ઉતરશો નહિ. પણ વગર વાંકે ખંધે પડી તરકટ કરી ખોટું કલંક નાંખતાં આંચકો ખાતા નથી ને આપણુ હેતમાં ત્રૂટ નાંખે છે અને આપણું સુખ જોઇ ખાર કરે છે. પાંચો બોલ્યો ખરી વાત છે, તેઓ ગમે તેટલો ખાર કરે તો એ શું થયું, આપણે જો સાચા છીએ ને હું ને તું બન્ને એક છઇએ તે કોઇથી કાંઈ થનાર નથી. આવી રીતે મીઠાં વાકય બોલી પાંચે પોતાની સ્ત્રીનો રોષ ઉતાર્યો. આ વાત વીત્યાને થોડા દિવસ થયા કે, માનુએ પોતાનું કામ ( જારી કરવી ) ચાલુ રાખ્યું કેટલાક દિવસ ગયા પછી વણારસી તેના ત્રણ દીકરા સહિત પાંચાના ખેતર પાસેથી નીકળ્યો તે જોયું તો ખેતરમાં કોઇ પુરૂષને જોયો એટલે પટેલ ને દીકરા ખેતરને સેઢે બેસી રહ્યા ને તેમાંના એક જણને પાંચાને તેડી આવવાનું કહી મોકલ્યો.

પેલાં બન્ને જણા વિલાસ કરી રહ્યાં ને કામ પુરૂં થયું કે ખેતરની વચમાં આંબલીનું ઝાડ હતું તે ઉપર માનુ ચડી, તે એવી મતલબથી કે ખેતરની આસપાસ કોઇ ન હોય તો પેલા યારને રજપુતને કાઢી મૂકું. આંબલી ઉપર પોતાની ચપળ નજરથી જોતાં સેઢા ઉપર પોતાનો સસરો, જેઠ વિગેરે બેઠેલા માલુમ પડયા કે પેટમાં ફાળ પડી ને કહેવા લાગી કે હવે શું કરવું. હવે ફજેતી પુરી થશે રજપુત બીવા લાગ્યો કે નિશ્ચે મોત આવ્યું, પકડાઇશ તો ફજેતી થશે અને કેદની શીક્ષા થશે. હવે શું કરૂં ? હાય! હાય! કહી પોતાની તરવાર મ્યાનમાંથી કાઢી આપઘાત કરવા તૈયાર થયો એટલે માનુએ તેનો હાથ ઝાલી અટકાવ્યો કે અરે મૂરખ! મરદ થઈ બાઈલાની મીસાલે એ શું કરે છે ? તુંને કાંઈ પણ હરકત આવવા નહીં દઉં એમ કહી પોતાને પહેરવાનો સાડલો ને કમખો કાઢી પોતે એક ઘાઘરા ભરજ રહી અને

ચારને તેનો અસલ પોશાક ઉતરાવી પોતાનો સાડલો ને કમખો પહેરાવ્યો અને ખડની ભારી બાંધી તેમાં રજપુતનાં લુગડાં તથા તરવાર નાંખી તે ભારી તેને માથે ચડાવી મોટો ઘુંઘટો કડાવી પોતાનો સસરો જેઠ વીગેરે બેઠા હતા તેને થોડે છેટેથી ચાલી જવા અને તે પુછે તો જવાબ નહિ દેવા સુચવ્યું. અને તેની સાથે જણાવ્યું કે ગામની નજીક મારા વાડામાં ખડના ઢગલો પડેલો છે ત્યાં ખડ નાંખી પેહેરલ સાડલો ને કમખો ઉતારી ઓઘલામાં ખોશી દેજે અને તારાં લુગડાં પહેરી લેઈ કોઇ ન જાણે, તેમ ગામમાં જતો રહેજે જો તેમાં ફેરફાર થશે તો મારૂં મોત સમજજે ચારને એ રીતે કહી સ્ત્રીને વેશે ભારો માથે મુકી જવાનું શીખવ્યું એટલે તે પેલાઓ બેઠા હતા ત્યાંથી સડેડાટ ચાલ્યો ગયો ને સુચવ્યા પ્રમાણે કરી લુગડાં પહેરી ગામમાં ગયો. વણારશી પટેલને તેના દીકરાએ જાણ્યું કે વહુ તો ભારો લઇને ગઇ હશે પેલા ચારને ખેતરમાં સંતાડેલો છે માટે ચાલો તેને ગોતી કાઢીએ કહી ખેતરમાં ઘસ્યા તો વહુ ઉઘાડે શરીરે ફક્ત ઘાઘરા સહીત ચતીપાટ બેશુદ્ધ પડેલી છે, તેના વાળ વિખરાઇ ગયા છે, આંખો ફાટી રહી છે,

આ પ્રમાણે તેની સ્થિતિ જોઈ વણારશી પટેલ ને તેના દીકરાએ તેની ઉપર પછેડી નાંખી તેનું અંગ ઢાંકયું. અને પુછવા લાગ્યા કે તને શું થએલું છે તોયપણ બોલતી નથી એટલામાં ગામમાંથી પાંચો ને તેનો ભાઈ આવ્યા એ બધાએ મળી તેને બેઠી કરી તેવીજ તે ચીસ પાડી હાથ પછાડવા લાગી અને ઘણા જોરથી ધુણવાનો ડોળ કરવા લાગી ને ચીશ પાડી બોલી કે હું ઘણા વરસ થયાં બોલતો નથી, પણ હવે તમો બધાંઓન મારી જીવ લઈશ; ત્યારે બધાએ બોલ્યા કે તમે કોણ છો, એટલે તાડુકીને બોલી કે, કોણ છો કોણ છો પૂછોછો શું? તમે નથી જાણતા? પ્રેતનો પાતશા, ભૂતોનો ભુપ મામો છું આ આમલીમાં ઘણા કાળથી રહું છું. તમારા ઘરડાઓ વરસો વરસ મારૂં નૈવેદ કરતા આવ્યા છે તે તમે ઘણી મુદતથી કરતા નથી, માટે તમો બધાને ખાઈ જઈશ. પેલાઓ બીચારા બીન્યા ને હાથ જોડી પગમાં પડી કહેવા લાગ્યા કે અમે તમારાં નૈવેદ કરશું, અમે તમારાં છોકરાં છઇએ માટે રક્ષા કરો, અમીનો છાંટો નાંખો. એમ કહી ફરી પગે લાગ્યા ને પૂછયું કે વહુનાં લુગડાં કયાં ગયાં એટલે જવાબ આપ્યું. લઈ લીધાં છે ને તે પાંચાના વાડામાં ખડના

ઢગલામાં બેશેલાં છે તે તપાસી લેજો. એમ કહી માનુ પાછી પડી ગઈ. એક જણ વાડે લુગડાંનો તપાસ કરવા ગયો તો મળ્યાં. તે લઈ આવ્યો એટલામાં તે પાછી બેઠી થઇ. ને તેને ઘેરી સર્વે બેઠા હતા તેને જોઈ શરમાઇ જવાનો ડોળ બતાવવા લાગી કે લાવો સાડલો કમખો તેને પહેરવા આપી, તેનો સસરો જેઠ ધણી તેને તેડી ઘેર ગયા અને ત્યાં માનુએ તેના ધણીને પુછ્યું કે તમારા બાપ ભાઇઓ શું કરવા આવ્યા હતા, પાંચો બોલ્યો કે તુંને મામો વળગ્યો તો તેથી તું ત્યાં બેશુદ્ધ થઇ પડી હતી ને સામે બોલી નૈવેદ માગ્યાં તે આજે જ કરવાં છે. આ રીતે માનુએ સ્ત્રી ચરીત્ર કરી સસરા જેઠ વીગેરેને ઠગ્યા. તેણે ગમે એટલો કેડો લીધો તોપણ તે ફાવી શક્યા નહી ને ઉલટાં ભોળા બાપડાઓને મામાનાં નૈવેદ કરવાં પડયાં.

